૨૯૩૧

# અશ્રુમતી નાટક.

—o—

શ્રી જ્યોતિરિન્દ્રનાથ ઠાકુરના
બંગાળી ઉપરથી.

" There is not a pass in the alpine Aravalli that is not sanctified by some deed of Pertap,—some brilliant victory or oftener, more glorious defeat. Huldighat is the Thermopylæ of Méwar ; the field of Deweir her Marathon."

*Tod's Rajasthan.*

મુંબઇ :

જહાંગીર બેજનજી કરાણીના સ્ટેન્ડર્ડ છાપખાનામાં મુદ્રિત કર્યો.

# ઉત્સર્ગ.

ગુજરાતી સાહિત્યના અકૃત્રિમ સુહૃદ કાવ્યપ્રિય સહોદર-સદૃશ-સ્નેહાસ્પદ નરસિંહરાવ ભોળાનાથ

પ્રિયદર્શન નનુભાઇ !

હું હમેશનો દરિદ્ર છું, આ આયુષ્યમાં કદી પણ રત્નનો અધિકારી થઇ સક્યો નથી, અને જણાય છે કે કદી પણ થઇ સકીશ નહિં. કેમ થઇ સકીશ નહિં તે ત્હમે જાણો છો, જાણો છો કે આ નિર્જીવ કદી પણ રત્નનો અધિકારી થઇ સકશે નહિં, કારણ કે કેટલા યત્નથી મ્હને ત્હમે અનેક રત્નો એકત્ર કરતાં જોયો છે તે અધિકાંશે અસાર વાળુકણાના જેવાં છે. મ્હને હવે કદી ત્હમે રત્ન સંગ્રહ કરતા જોશો નહિં. આપણો દેશ રત્નનો ભંડાર હોવા છતાં હાલના સમયમાં મરુભૂમિ થઇ ગયો છે. હું દીન દરિદ્ર, રત્નહીન છું. ત્હારે ત્હમારા ચરણમાં શું અર્પણ કરૂં ?

ત્હમે નિર્બોધના પ્રમાણે કંગાલના હૃદયમાં પ્રવેશ થયા છો. કાલના પરાક્રમથી દિવસે દિવસ હું કંગાલ થઇ પડયો છું. મ્હેં નાના પ્રકારના સ્રોતમાં શરીરને તણાવ્યું છે મ્હારો હૃદય ભંડાર એકીવારે શૂન્ય છે, જે તરફ જોઉં છું તે તરફ કંઇજ જણાતું નથી. પ્રેમ કહો, ભક્તિ કહો, વિશ્વાસ કહો, એ સર્વના અભાવથી જુઓ મ્હારો આત્મા દિવસે દિવસ કહેવો મલિન થયોછે!—તેથીજ હું દરિદ્ર કંગાલ છું. ત્હમે નિર્બોધની પેઠે કંગાલના હૃદયમાં પેઠા છો.

મ્હારા આત્માની આ દુરવસ્થાની વેળાએ હું એક સુખસ્વપ્નું જોઉં છું—ત્હમારો સ્નેહ, કહેવો નિર્મળભાવ ધારણ કરીને મ્હને અલિંગન કરવા આવે છે. મ્હારું સર્વસ્વ ગયું છે—પરંતુ પામ્યો છું કેવળ ત્હમારીજ પ્રીતિ, એ પ્રીતિને પણ મ્હારે રાખવાની જગા નથી—મ્હારું હૃદય પ્રેમ શૂન્ય છે-હું બંધુશૂન્ય છું,-હુંજ સંસારમાં યથાર્થ દરિદ્ર છું. ત્હમારી નિર્મળ પ્રીતિની સાથે વિનિમય કરી સકું હેવું મ્હારા આત્મામાં કંઇજ નથી.

મ્હેં હિંદુસ્થાનમાં જન્મ લીધો છે,–અતિથિનું મન તુષ્ટ કરવું એ ભારતનું સર્વ ધર્મનું મૂળ છે; ત્હમે દરિદ્રના હૃદયમાં આવ્યા છો; હું શું આપીને ત્હમારૂં મન તુષ્ટ કરૂં? ત્હમે સંસારના હજારો રત્નને હૃદયનું ભૂષણ કરી રાખ્યું છે;—રત્નનો ત્હમારી પાસે અભાવ નથી. જે સંસારના ઘણા રત્નનો અધિકારી હોયછે, ત્હેની પાસે સામાન્ય મૃત્ખંડ ઘણું ઉપેક્ષનીય થાય છે તે હું જાણું છું. પરંતુ દરિદ્ર ત્હમને બીજું શું આપે? તેથીજ કહું છું કે નિર્બોધની પેઠે ત્હમે દરિદ્રના હૃદયમાં આવ્યા છો.

ઉપર જે મૃત્ખંડ કહ્યું છે તે પ્હેલાં તો રત્ન હતું. પરંતુ મ્હારી અજ્ઞાનતાને લીધે તેને મૃત્ખંડ કરી મૂક્યું હતું. કેવળ તે ત્હમારા હાથના સ્પર્શથી તે પાછું રત્ન થયું છે. કારણકે ત્હમારા યત્નથી અશ્રુમતી નાટકનું રૂપ બદલાઇ ગયું. કાવ્ય વગેરેનો ઉમેરો કરીને એક ચકચકિત રૂપ કરી મૂક્યું છે. જો ખરેખર આ અશ્રુમતી નાટકને વિશે કહેવામાં આવે તો હું કહીશ કે આ નાટકને ઉત્તમ રૂપે આણવામાં ત્હમેજ ત્હેના કર્તા છો. હું ફક્ત નિમિત છું. તેથી આ અશ્રુમતી નાટકના ભાષાન્તર રૂપે તથા કર્તા રૂપે આપને ઓળખાણ કરાવવાને અને મ્હારી ઉપર ત્હમારો પ્રેમ દર્શાવવાને માટે આ પુસ્તક ત્હમારા નામથી ઉત્સર્ગ કરૂંછું: કારણકે આ અશ્રુમતી નાટક ત્હમારૂંજ કરેલું છે. તે ત્હમને ઉપહાર આપીને હું કૃતાર્થ થયો, નિશ્ચિત થયો. અને હૃદયનો ભાર સમર્પણ કરીને હૃદયને હલકું કર્યું.

| | |
|---|---|
| મુંબાઇ. | ત્હમારા સ્નેહનો યાચક |
| તા૦ ૬ એપ્રિલ ૧૮૮૭. | **નારાયણ હેમચંદ્ર.** |

# અશ્રુમતી નાટક.

## નાટક પાત્ર.

### પુરૂષો.

**પ્રતાપસિંહ** ............ મેવાડનો રાણો.
**અમરસિંહ** ............ પ્રતાપસિંહનો પુત્ર.
**અકબરશાહ** ............ મોગલ પાદશાહ.
**સુલતાન સેલિમ** ......... અકબરનો પુત્ર (જહાંગીર.)
**માનસિંહ** .............. અંબર (જયપુર) નો રાજા અને અકબરનો સેનાપતિ.
**ફરિદખાન** .............. એક સામાન્ય સેના નાયક.
**ભામશા** .................. પ્રતાપસિંહનો મંત્રી.
**મલ્લુ** ..................... ભીલનો પતિ.
**શુક્તસિંહ** ............... પ્રતાપસિંહનો ભાઇ.
**પૃથ્વીરાજસિંહ** ......... વિકાનેરનો રાજકુમાર (અકબરનો બંદી)
**ઉદયસિંહ અને બીજા પતિત રજપૂતો** ......... ઉદયસિંહ મારવાડનો રાજા.
**મોહબતખાન** ........... અકબરનો એક સેનાપતિ.
ભીલો, મુસલમાન, અને રજપૂત રક્ષકો, પુરોહિત, દૂત વૈદ્ય ઇત્યાદિ.

### સ્ત્રી.

**રાજમહિષી** ............ પ્રતાંપસિંહની સ્ત્રી.
**અશ્રુમતી** ............... પ્રતાપસિંહની કુંવરી.
**મલિના** .................. અશ્રુમતીની સખી.
**હ્યાંબા, ખ્યાંબા** ............... મલ્લુની છોકરીઓ.

# અશ્રુમતીનાટક.

---:o:---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થલ—ઉદયસાગરનો કિનારો.**

( ખાવાની સામગ્રી ગોઠવેલી છે. )

( પ્રતાપસિંહ, અમરસિંહ, મંત્રી અને રક્ષકો પ્રવેશ કરેછે. )

**પ્રતાપસિંહ**—મંત્રિવર ! માનસિંહના ભોજનને વાસ્તે સર્વ તૈયારી કરી રાખી છે કે ?

**મંત્રી**—આ જુવો મહારાજ ! સર્વ તૈયાર છે, માત્ર ત્હેમના આવવાની વાર છે. જમતી વેળાએ આપ બિરાજશો ?

**પ્રતાપસિંહ**—શું બોલે છે મંત્રી ? જે ક્ષત્રિયાધમે મુસલમાનના હાથમાં પોતાની બ્હેનને અર્પણ કરી છે, ત્હેની જમવાની વેળાએ શું સૂર્યવંશીય મેવાડનો રાણો રે' ?

**મંત્રી**—મહારાજ ! આતિથ્યસત્કાર મ્હોટો ધર્મ છે, હેમાં ન્યૂનતા થયાથી અપયશનો સંભવ છે. વિશેષતઃ ત્હેણે પોતેજ પ્હેરોણો થવાને કહાવી મોકલ્યું છે.

**પ્રતાપસિંહ**—આતિથ્યસત્કાર જે મ્હોટો ધર્મ છે તે હું જાણું છું. મ્હારાથી જેટલું બની સકશે ત્હેમાં હું ન્યૂનતા કરનાર નથી; મ્હારો પુત્ર અમરસિંહ જમતી વેળાએ હાજર રે'શે. હું એટલી નીચતા સ્વીકારું છું તે કેવળ આતિથ્યધર્મના અનુરોધથી, નહિંતો જે નરાધમે પિતૃભૂમિનો ત્યાગ કર્યો છે અને મુસલમાનની સાથે સંબન્ધ કર્યો છે, ત્હેનું હું મ્હો જોત નહિં.

( એક રક્ષક પ્રવેશ કરેછે. )

**રક્ષક**—( નમન કરીને ) મહારાજનો જય થાઓ ! અંબરના રાજા માનસિંહ આવ્યાછે.

**પ્રતાપસિંહ**—બહુ સારું, ત્હેમને લાવો.

**રક્ષક**—(નમન કરીને) આજ્ઞા મહારાજ.

(રક્ષક જાય છે.)

**પ્રતાપસિંહ**—(મંત્રી અને અમરસિંહને) હું છુપો રહું છું, ત્હમે ત્હેમની આગતા સ્વાગતા કરો.

(પ્રતાપસિંહ જાય છે.)

**મંત્રી અને અમરસિંહ**—પધારિયે મહારાજ!

(એક તરફથી પ્રતાપસિંહ જાય છે અને બીજી તરફથી ત્રણ ચાર રક્ષકની સાથે માનસિંહ પ્રવેશ કરે છે.)

**મંત્રી અને અમરસિંહ**—પધારિયે મહારાજ! ભોજનની સામગ્રી તૈયાર છે.

**માનસિંહ**—આપનું આમંત્રણ હું સ્વીકારું છું.

(ભોજન પિરસાય છે.)

સોલાપુરથી ચાલ્યો આવું છું. યુદ્ધથી અત્યંત થાકી ગયો છું.

**મંત્રી**—હા મહારાજ! થાક્યા હશો. યુદ્ધમાં કિયા પક્ષનો જય થયો મહારાજ?

**માનસિંહ**—જે પક્ષમાં માનસિંહ હોય, જે પક્ષમાં મુગલ બાદશાહ હોય, તે પક્ષ વિના બીજા કિયા પક્ષના જયની સંભાવના હોય?

(નેપથ્યમાંથી ગંભીર સ્વરથી)

"જે પક્ષમાં માનસિંહ હોય, જે પક્ષમાં મુગલ બાદશાહ હોય, તે પક્ષ વિના બીજા કિયા પક્ષના જયની સંભાવના હોય?"

**માનસિંહ**—(અપોશન મૂકીને ખાવા બેસેછે એટલામાં નેપથ્યમાંથી નિકળેલા વાક્યના શ્રવણથી ચમકીને ચારે તરફ જોતો સ્વગત) આ શું? અહિંયાં તો બીજું કોઇ નથી! કોણ ઉપહાસચ્છલથી મ્હારા કહેલા વાક્ય ઉપર પ્રતિધ્વનિ કરે છે? ઉદયસાગરની અધિષ્ઠાત્રી દેવી મ્હારો ધિક્કાર કરે છે? હું પોતે ભયાનક વાઘની રેંવાની ગુફામાં જઇને વાઘના બચ્ચાને હરણ કરી લાવ્યો છું. વજ્રનાદી તોપના મુખમાં જઇને શત્રુસૈન્યનો મ્હેં નાશ કર્યો છે. કહિં પણ મ્હારું હૃદય કાંપ્યું નહિં, પરંતુ આ પ્રતિધ્વનિ સાંભળીને કેમ હેવું થાય છે? રજપૂત થઇને મુગલનું દાસત્વ ત્હેમાં મ્હારો અપરાધ શો? અદૃષ્ટે જ્યહારે એક વેળા દાસત્વ સ્વીકાર્યું છે ત્યહારે સારી રીતે દાસત્વવ્રત પાળવુંજ જોઇયે.

(નેપથ્યમાંથી)

"જે પક્ષમાં માનસિંહ હોય, જે પક્ષમાં મુગલ બાદશાહ હોય, તે પક્ષ વિના કિયા પક્ષના જયથી સંભાવના હોય?" (ચારે તરફ નજર કરતો) ક્યહાંથી આ અવાજ સંભળાય છે?

**અમરસિંહ**—મહારાજ! ભોજન કરો ને.

**માનસિંહ**—હું લોકાચાર ભૂલી ગયો હતો. બહુ સારું, રાણા ક્યહાં છે? તેઓ શું આવશે નહિં?

**મંત્રી**—આજ્ઞા, મહારાજનું માથું દૂખે છે.

**માનસિંહ**—મંત્રિવર! હું ત્હેની શિરપીડાનું કારણ સમઝયોછું. પરંતુ આ ભૂલ્ય હવે સુધરી સકે એમ નથી. તે આ વેળાએ આવશે નહિં તો હું અન્નગ્રહણ કરીશ નહિં.

(ઉઠે છે.)

**મંત્રિ**—મહારાજ! આ શુ કરો છો?

(પ્રતાપસિંહ પ્રવેશ કરે છે.)

**પ્રતાપસિંહ**—મંત્રી! મિથ્યા છળ કરવાનું પ્રયોજન નથી. મહારાજ માનસિંહ! ક્ષમા કરજો—જે રજપૂતે પોતાની બ્હેનને તુર્કના હાથમાં અર્પણ કરી છે એટલુંજ નહિં પરંતુ જે તુર્કની સાથે એકત્ર ભોજન કરે છે ત્હેની સાથે બેશીને સૂર્યવંશીય રાણો કદી ભોજન કરશે નહિં.

**માનસિંહ**—મહારાજ પ્રતાપસિંહ-પોતાનું ગૌરવ વધારવાની આશાએ તુર્કને બ્હેન કન્યા અર્પણ કરવાથી આપણે પોતાના ગૌરવનું વિસર્જન કરિયે છિયે ખરા પરંતુ હમેશ વિપત્તિને ખોળે રે'વું એ જો આપના મનનો સંકલ્પ હોય તો તે સંકલ્પ આપનો સિદ્ધ થાઓ. હું આ વાત આપને કહી રાખું છું કે આપ આ દેશમાં ઘણા દિવસ રહી સકવાના નથી. કોણ છે? જલદી મ્હારો ઘોડો લાવો.

**પ્રતાપસિંહ**—જુઓ મહારાજ માનસિંહ!—

(વિષમ હરિગીત.)

પર્વતે ને પર્વતે વળિ વનવને ભમતો ફરી,
તજિ અન્નજળ સર્વે પ્રકારનિ વિપદ હોંસે આદરી,
સર્વ કાર્ય અદૃષ્ટનાં ખમતાં ન ક્લેશ ધરૂં જરી,
પણ અધમ તુર્ક તણું હું દાસપણું કદી નવ રહું ધરી. ૧

"પક્ષ જેમાં માનસિંહજ રાજ મોગલ જે સ્થળે,
તે વિણુ બિજે સ્થળ જય તણી સંભાવના ક્યહાંથી મળે?"
વચન બોલ્યા આપ તે છે ઉચિત હેતું તેહને,
જે તુર્કનું જમિ લૂણુ સ્વીકારી રહે દાસત્વને. ૨.

**માનસિંહ**—હા મહારાજ! હું મુગલ બાદશાહનો એક નિતાંત અનુગત દાસ કહીને આપને ઓળખાણુ આપવામાં કંઇ પણુ લજ્જાયમાન થતો નથી, અને તે દાસનું કામ પણુ જલદી તે દાસત્વની ઓળખાણુ આપશે. (વેગથી જાય છે અને રંગભૂમિના દરવાજામાં આવીને પાછો પ્રતાપસિંહની તરફ મુખ ફેરવીને) રાણા પ્રતાપસિંહ! ત્હમારો જો અહંકાર તોડી ન પાડું તો મ્હારૂં નામ માનસિંહ નહિં,

**પ્રતાપસિંહ**—શું? માનસિહ! ત્હમે છો? ત્હમે મ્હારો અહંકાર તોડશો?

(રોળાવૃત્ત.)

બાપ્પારાવનું વીરરક્ત જે અંગે વ્હેતું,
જગદ્વંદ્ય રઘુચંદ-તણું અમળ રુધિર રે'તું,
ત્હેનો તોડે ગર્વ પતિત શું દાસ બનેલો,
માનસિંહ જે માન થકી વળિ ભ્રષ્ટ થયેલો?

**માનસિંહ**—તે યુદ્ધ-ક્ષેત્રમાં સમઝાશે.

**પ્રતાપસિંહ**—બહુ સુખી થઇશ જો રણક્ષેત્રમાં સામ સામા આવશો તો.

(માનસિંહ જાય છે.)

**મંત્રી**—(રક્ષકોના પ્રતિ) જુઓ આ જગ્યા કલંકિત થઇ છે. આવો આપણે સર્વ ન્હાઇને સ્વચ્છ થઇયે.

(સર્વ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

:o:

### સ્થલ—કમલમેરુ પર્વત ઉપરના કિલ્લાનો મહેલ.

(પ્રતાપસિંહ, મંત્રી અને કેટલાક મિત્રરાજ બેઠાછે.)

**મંત્રી**—આપ ચિંતાગ્રસ્ત કેમ દેખાઓછો?

**પ્રતાપસિંહ**—જુઓ મંત્રી! પૂજનીય સંગરાણા અને હું આ બન્નેના મધ્યવર્તી જો બીજો કોઇ ન હોત—જો ઉદયસિંહનું અસ્તિત્વ માત્ર ન હોત—તો કદી તુર્કો રાજસ્થાનના પવિત્ર સ્થાનમાં પગ મૂકવા પામત નહિં.

**મંત્રી**—તે સત્યછે મહારાજ!

**પ્રતાપસિંહ**—ત્હેણેજ ચિતોડની વિજયલક્ષ્મી તુર્કના હાથમાં આપીછે.

(ગીતિ.)

હા તું ચિતોડભૂમિ! જન્મભૂમિ તું સ્વતંત્રતા કેરી,
જનની વીર જનોની, તુજને વિધવાદશાદુખે ઘેરી.

(ઉઠી તરવાર મ્યાનમાંથી કાઢીને)

(ઈંદ્રવિજય.)

આજ લઈ તરવાર કરે પણ આપણ લ્યો રજપૂતો વીરા,
જ્યહાં લગિ અસ્ત થયેલ ચિતોડનું ગૌરવ ઉદ્ધરિયે નહિં ધીરા,
ત્યહાં લગિ આપણ, આપણિ સંતતિ, ત્યાગિરહો સુવિલાસનિ લીલા,
છાંડિ સુવર્ણ રુપાતણું ભાજન પર્ણ વિશે જમવુંજ રસીલા. ૧
નેવળિ કોઇ જને નિજ દાઢિજ ક્ષૌરક્રિયા થકિ સ્વચ્છ બનેલી
કોદિન ના ધરવી, વરવી નિત્ય સ્મશ્રુથિ રે' ભરપૂર ભરેલી;
છાંડિ વળી રમણીય સુહાતિ શિળી મશરૂતણિ સેજ સુંવાળી,
આદરવી શયનાર્થે નિરંતર શુષ્ક તૃણોતણિ સખ્ત પથારી. ૨

**બીજારજપૂતો**—આ તરવારને સ્પર્શ કરીને પ્રતિજ્ઞા લઈયે છિયે કે હમે એથી ઉલટું કરીશું નહિં.

**મંત્રી**—મહારાજ! મારવાડનો રાજા, અંબરનો રાજા, ઇત્યાદિ મ્હોટા મ્હોટા સર્વ રાજાએ પોતાની બ્હેન દીકરી તુર્કને વેચી છે. માત્ર આ દસ હજાર રજપૂત, પર્વતની પેઠે અચળ છે.

**પ્રતાપસિંહ**—તે સર્વ અધમ ક્ષત્રીનું નામ મુખ ઉપર ન લાવો, તેઓની સાથે આપણે કાંઇ સંબંધ નથી. જુઓ મંત્રી! શહેરમાં ઢંઢેરો પિટાવો કે—

(કટાવ.)

આજ દિનેથી, યુદ્ધ વિશેને, વિવાહ વેળા, વિજય પતાકા, અગ્ર ન ધરવી, કોઇ જને કદિ, રહો નિરંતર, સર્વ પછાડી; ને વળિ જ્યહાં લગિ,

ચિતોડ ગઢને, ઉદ્ધારીને, વિજય ન લીધો; ત્યહાં લગિ સર્વ પ્રજાજન મ્હારાં, મેવાડતણી, તજિ સમભૂમિ, વસો આવિને, વિષમ પર્વત પ્રદેશમાંહિં; બનાસને વેરીસ નદીની, મધ્ય વિરાજતિ, ઉત્તમ ભૂમિ, અરણ્યવત થઇ જાઓમાંહિં, વશી વાઘ વરુ, રીંછ સુવર સહુ, જંગલિ પ્રાણી, દિવસે નિર્ભય, ફરતાં ફરજો; રાજમાર્ગ સહુ, ઘાસ અને જંગલિ રોપાથી, રહી છવાઇ, લુપ્તજ થાઓ, ને તે સ્થળ વિષ ભરેલ સર્પો, સ્વચ્છંદેથી, રમો નિરંતર; સુંદર સર્વે, ઉદ્યાનોની, મનહર ભૂમિ, થાય ઉઝડ મેદાન સરીખી; ગાઢવસ્તિનાં, લોકાલય સહુ, સ્મશાન સરિખાં, શૂન્ય થઇને, દીપ પ્રકાશે, જળહળતાં સહુ, નગર ઉપનગર, બની જાવ, ખંડેર ઘેરિયાં અંધારાએ;— એમ થઈ વિપરીત સર્વ થળ, શત્રુ તણી ચિરકાળનિ આશ નિરંતર નાશજ પામો. પામો.—આજ દિનેથી.

**મંત્રી**—આજ્ઞા મહારાજ! આપના હુકમ મુજબ અમલ થવા હું હમણાં એ વાત સર્વ સ્થળે ગજાવી મૂકું છું.

(સર્વ જાય છે.)

---

# પ્રવેશ ૩ જો.

—o—

## સ્થલ—દિલ્લી દરબાર.

(અકબરશાહ, મારવાડનો રાજા, પૃથ્વીસિંહ, ઇત્યાદિ રજપૂતો અને મહોબતખાન બેઠા છે.)

**અકબરશાહ**—રજપૂત વીરો! તમે મ્હારા રાજ્યના સ્તંભ અને અલંકાર જેવા છો.

**મારવાડનો રાજા**—બાદશાહની કૃપાથી.

**રક્ષક**—(પ્રવેશ કરીને) હજુર! મહારાજ માનસિંહ દરબારમાં ઊભા છે.

**અકબરશાહ**—ત્હેને આવવા દે.

(માનસિંહ પ્રવેશ કરે છે.)

**અકબરશાહ**—(થોડો ઉઠીને માનસિંહનો હાથ પકડીને પોતાની જમણી બાજુ બેસવા ઇશારત કરે છે.) આ રજપૂત વીરે પોતાના બાહુબળથી અર્ધા રાજ્યનો જય કર્યો છે.

**માનસિંહ**—બાદશાહના પ્રતાપથી આ દાસનું કાંઇ બાહુબળ નથી.

**અકબરશાહ**—મહારાજ માનસિંહ! સોલાપુરની શી ખબર છે?

**માનસિંહ**—શહેનશાહના શ્રીચરણપ્રસાદથી યુદ્ધમાં જય મેળવ્યો છે.

**અકબરશાહ**—હું બહુ ખુશી થયો, પરંતુ આશ્ચર્ય પામતો નથી, કારણ હું સારી પેઠે જાણું છું કે જ્યહાં માનસિંહ, ત્યહાં વિજય પણ નક્કી છે. પરંતુ મહારાજ માનસિંહ! ત્હમને આજ દિલગીર કેમ જોઉં છું? યુદ્ધમાં જય મેળવીને જ્યહાં ખુશી થવું જોઇયે, ત્યહાં ત્હમે તો દિલગીર દેખાઓ છો ત્હેનું કારણ શું?

**માનસિંહ**—શહેનશાહ! વિષાદનું કારણ છે. મેવાડના રાજા પ્રતાપસિંહે મ્હારું અત્યંત અપમાન કર્યું છે.

**અકબરશાહ**—શું માનસિંહનું અપમાન?

**માનસિંહને**—શહેનશાહ! સોલાપુરથી આવતી વેળાએ મ્હેં રાણાને કહાવી મોકલ્યું હતું કે હું ઉદયસાગરને કિનારે આપનું આતિથ્ય ગ્રહણ કરીશ, પરંતુ ત્હેણે જમવાની વેળાએ પોતે ન આવતાં ત્હેના પુત્રને મોકલ્યો, એટલુંજ નહિં પરંતુ ત્હેણે પોતે આવીને કહ્યું કે "જે રજપૂતે પોતાની બ્હેન મુસલમાનને અર્પણ કરી છે ત્હેની સાથે સૂર્યવંશીય રાણા જમવાની જગા ઉપર કદી એકત્ર બેશી સકશે નહિં.

**અકબરશાહ**—શું ત્હેનું એટલું સાહસ છે? મહારાજ માનસિંહને અપમાન! હાલ મહારાજ! સૈન્ય સામાન સજ્જ કરો. ને તે ગર્વિષ્ઠ જંગલીને જેટલી જોઇયે તેટલી શિક્ષા આપો. હવે પળનો પણ વિલંબ કરશો નહિં.

**માનસિંહ**—શહેનશાહ! મ્હેં ત્હેને કહી મૂક્યું છે કે હું જો ત્હારો ગર્વ તોડું નહિં તો મ્હારું નામ માનસિંહ નહિં.

**અકબરશાહ**—ત્હમે પ્રતાપસિંહને ઘટે ત્હેવી વાત કહી છે.

**ઉદયસિંહ**—પાદશાહના ઘરમાં વિવાહ કરવા જેવું પરમ સૌભાગ્ય બીજું શું છે? પ્રતાપ હમારાથી મ્હોટો કહેવી રીતે? કુળમાં, શીળમાં, માનમાં, ઐશ્વર્યમાં શું એ હમારાથી મ્હોટો છે? માત્ર નાહકનો અહંકાર રાખે છે.

**બીજા પતિતરજપૂતો**—અરે એ બહુ અહંકારી દેખાય છે.

**અકબરશાહ**—જુઓ મહારાજ! તે અહંકાર જલદી તોડવામાં આવે છે. જલદી ત્હેનું રાજ્ય ખરાબ થશે. જલદી મ્હારા સિંહાસન

આગળ નમતો જોશો. મહારાજ માનસિંહ ! મહોબતખાન ! હમણાં સૈન્ય સામાન સજ્જ કરો. આ ન્હાના સરખા યુદ્ધમાં મ્હારે જવાનું પ્રયોજન નથી. શાહાજાદો સેલિમ જશે તો યથેષ્ટ છે.

**માનસિંહ અને મહોબતખાન**—આજ્ઞા. હમે સૈન્યસામાન સજ્જ કરવા જવાની રજા માગિયે છિયે.

(માનસિંહ અને મહોબતખાન જાય છે.)

**અકબરશાહ**—(સ્વગત) રજપૂતોની સાથે સંબંધ કરીને મ્હારું સિંહાસન અચળ કરીશ હેવું મ્હેં જાણ્યું હતું. મ્હારી તે રાજનૈતિક અભિસંધિ ઘણીક રીતે પાર પડી છે, પરંતુ પ્રતાપસિંહને જોઉંછું તો તે સર્વ જૂના હિંદુ કુસંસ્કારને પાછા ઉત્તેજિત કરે છે. એટલુંજ નહિં પણ નિરંતર જાતિવૈર ઉત્પન્ન કરે છે. ત્હેને દમન ન કરવામાં આવે તો મ્હારી આ રાજ સંબંધી અભિસંધિ એકદમ વિફલ જશે. (પ્રકાશ) ચાલો ચાલો હું સૈન્ય જોવા આવું છું.

(સર્વે જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

—:o:—

### સ્થલ—મેવાડની સપાટ ભૂમિમાંનું એક ગામ. ગામની એક ઝુંપડી અને ગામનો રસ્તો.

(બે જમીનદાર પ્રવેશ કરે છે.)

**પ્હેલો જમીનદાર**—ભાઇ ! ત્હમે સાંભળ્યું છે કે આપણે ખેતીવાડી ઘરબાર સહુ પડતાં મૂકીને પ્હાડમાં રે'વા જવું પડશે ?

**બીજો જમીનદાર**—હા. સાંભળ્યું છે કે આ ફલદ્રૂપ જમીન જંગલ જેવી જોઈને મુસલમાનો નાખુશ થઇ ચાલ્યા જાય માટે રાણાએ હુકમ આપ્યો છે.

**પ્હેલો જમીનદાર**—રાણાનો હુકમ માથે ચઢાવવો જોઇયે. તે જ્યહાં જવાનું કહેશે ત્યહાં આપણે જઇશું. તે આપણા બાપના જેવો પૂજવા યોગ્ય છે.

**બીજો જમીનદાર**—મારવાડ વગેરેના રાજાઓએ મુસલમાનની આગળ નીચું માથું કર્યું છે, પરંતુ આપણો રાણો અચળ છે. મરવાની વેળાએ ઉદયસિંહે જ્યેષ્ઠાધિકારનો નિયમ તોડીને ત્હેના પ્રિય પુત્ર જગમલને પોતાનો વારસ કર્યો હતો તે જો સિંહાસન પર બેસતતો આટલા દિવસમાં શુંનું શું થાત તે કહી સકાતું નથી, કેમકે ઉદયસિંહ જેવોજ ત્હેનો પ્રિયપુત્ર પણ હોત, તે સ્પષ્ટ સમઝાયછે.

**પ્હેલો જમીનદાર**—ત્યહારે જગમલની ગાદી ઉપર કહેવી રીતે પ્રતાપસિંહજી બેઠા છે?

**બીજો જમીનદાર**—ફાગણ મહિનાની પુન્યમને દિવસે ઉદયસિંહનું મરણ નિપજવાથી ત્હેના બીજા પુત્ર અને કુટુંબિયો ત્હેને અગ્નિસંસ્કાર કરવા લઇ ગયા કે રાજ્યધાનીમાં જગમલે સિંહાસનનો અધિકાર ધારણ કર્યો. એક તરફ તુરી ભેરીનો અવાજ થાય છે, ભાટો જગંમલનો રાજમહિમા ઉચ્ચારે છે, "મહારાજ ચિરંજીવી થાઓ" એમ કહીને આશિર્વાદ દેછે. ને બીજી બાજુએ ઉદયસિંહના મૃત દેહની ચારે તરફ પટાવતોમાં વિવાદ થાય છે ઉદયસિંહ શનીગઢની રાજકુમારી સાથે પરણ્યો હતો ત્હેને પેટે પ્રતાપસિંહ જન્મ્યો છે. ને તેજ મ્હોટો કુંવર છે. શનીગઢની રાજકુમારીનો ભાઇ ઝાલોરરાવ ત્હેમના ભાણેજ પ્રતાપસિંહનો હક સાબીત કરવાને વાસ્તે મેવાડના જૂના પ્રધાન મંત્રી રાવતકૃષ્ણને કહે છે કે હાવા અન્યાય ભરેલા કામમાં ત્હમે કહેવી રીતે સંમતિ આપી?

**પ્હેલો જમીનદાર**—તે સાંભળી રાવતકૃષ્ણે શું કહ્યું?

**બીજો જમીનદાર**—રાવતકૃષ્ણે કહ્યું કે રોગી જો મરવાની વેળાએ દૂધ પીવાની ઇચ્છા કરે તો ત્હેને કેમ થોભાવવો? ત્હમારો ભાણેજ પ્રતાપસિંહજ ખરો વારસ છે. ને હું ત્હેનાજ પક્ષનું અવલંબન કરીશ.

**પ્હેલો જમીનદાર**—ત્યહારપછી શું થયું?

**બીજો જમીનદાર**—ત્યહારપછી એક તરફ જગમલ સભાગૃહમાં પ્રવેશ કરે છે, બીજી તરફ પ્રતાપસિંહ પોતાને જવા માટે ઘોડો તૈયાર કરાવે છે, હેવી વખતે રાવતકૃષ્ણ અને ગોવાલિયરનો રાજકુમાર ત્યહાં હાજર થાય છે.

**પ્હેલો જમીનદાર**—તે વેળાએ રાવતકૃષ્ણે શું કર્યું,

**બીજો જમીનદાર**—જગમલનો એક હાથ રાવતકૃષ્ણે અને બીજો હાથ ગોવાલિયરના રાજકુમારે પકડીને ત્હેને ગાદી ઉપરથી ધીરે ધીરે ઉતારીને ગાદીના સામે એક આસન ઉપર બેસાડ્યો. ને રાવતકૃષ્ણે કહ્યું કે ત્હમારી ભૂલ્ય થઇ છે, મહારાજ ! એ આપના ભાઇનું આસન છે. એમ કહેતાંજ ત્હેણે નિયમ પ્રમાણે એક તરવાર ત્રણ વાર જમીને અડકાડીને પ્રતાપસિંહની કમરે લટકાવી. પછી કહ્યું— "મહારાજ પ્રતાપસિંહ ! આપજ મેવાડના રાજા છો. આપને હમે અભિવંદન કરિયે છિયે."

**પ્હેલો જમીનદાર**—ભાઇ ઠીક. પ્રતાપસિંહના ભાઇ શુક્તસિંહને શું દેશનિકાલ કરવામાં આવ્યો છે ?

**બીજો જમીનદાર**—હા, ત્હેને આ રાજ્યમાંથી દેશનિકાલ કરવામાં આવ્યો છે. ત્હેમાં પ્રતાપસિંહનો થોડો અન્યાય છે.

**પ્હેલો જમીનદાર**—કહેવી રીત્યનો ગેરઇનસાફ છે ?

**બીજો જમીનદાર**—પ્રતાપસિંહને ગાદી ઉપર બેસાડવાની ક્રિયા થયા પછી પ્રતાપસિંહે કહ્યું કે "આજ આહિરિયાનો ઉત્સવ છે, જૂની રીત્ય ભૂલવી ના જોઇયે. આવો આપણે સર્વ ઘોડા ઉપર સવાર થઇને શિકારે નીકળી જઇયે. ત્ય્હાંથી આપણે ભગવતી ગૌરીની આગળ સુવરનું બલિદાન આપીને આવતા વર્ષના ફલાફલનો નિર્ણય કરિયે." હેવું કહેતાંજ સર્વે શિકાર જવાને હા પાડી અને સહુએ ચાલવા માંડ્યું. શુક્તસિંહ તેઓની સાથે ગયો.

**પહેલો જમીનદાર**—ત્ય્હારપછી શો બનાવ બન્યો ?

**બીજો જમીનદાર**—ત્ય્હારપછી શિકાર કરતાં કરતાં બે ભાઇયોમાં ઝગડો ઉપ્તન્ન થયો. તીરથી એક સુવરને માર્યો; એકે કહ્યું કે મ્હારા નિશાનથી પડ્યો, અને બીજાએ કહ્યું ત્હેણે મ્હારા આઘાતથી પ્રાણ છોડ્યો. એથી મ્હોટો વિવાદ થવા માંડ્યો. પ્રતાપસિંહે ક્રોધાયમાન થઇને કહ્યું કે "શુક્ત ! આ મ્હોટા સુવરને મારવો એ ત્હારા જેવા દુર્બલ બાહુનું કામ નથી." એ સાંભળીને શુક્તસિંહ ક્રોધથી પ્રજ્વલિત થઇને બોલ્યો "ઘણું સારું, મહારાજ ! દુર્બલ શરીરનો કોણ છે તે બન્નેની

યુદ્ધમાં પરીક્ષા થાય" તે સાંભળીને પ્રતાપસિંહે કહ્યું કે "હા ઠીક છે" ચાલો આપણે લઢિયે.

**પ્હેલો જમીનદાર**—એ કહેવી ખરાબી !

**બીજો જમીનદાર**—ત્હાર પછી યુદ્ધક્ષેત્રમાં ગયા અને એકએકના ઉપર તીરનું નિશાન કરવા લાગ્યા હેવી વખતે રાજપુરોહિત બંનેના વચમાં આવીને કહેવા લાગ્યો "છૂટા પડો છૂટા. હું વિનંતિ કરું છું કે વંશલક્ષ્મીનો નાશ કરશો નહિં." પરંતુ ઉપલી વાત કોણ સાંભળે ? કોઇ પણ છૂટા પડ્યા નહિં.

**પ્હેલો જમીનદાર**—કહેવો આશ્ચર્યકારક બનાવ! પુરોહિતની વાતથી પણ ઝગડાથી દૂર થયા નહિં.

**બીજો જમીનદાર**—ત્હાર પછી જ્યહારે બંનેનાં તીર એક મેકના શરીર ઉપર ફેંકવાનો યત્ન કરેછે, ત્યહારે પુરોહિત ત્હેમના વચમાં આવીને ઉપદેશ આપવા લાગ્યો. પરંતુ કંઇ વળ્યું નહિં ત્યહારે પુરોહિત પોતાની કમરમાંથી ન્હાની તરવાર કાઢીને પોતાના પેટમાં ભોકીને મરી ગયો.

**પ્હેલો જમીનદાર**—આ કહેવું ભયાનક! આ કહેવું ભયાનક!

**બીજો જમીનદાર**—આ ભયાનક બનાવ બન્યા પછી તેઓએ ક્રોધાંધ થઇને એકમેકના ઉપર જે તીરનાં લક્ષ કર્યાં હતાં ત્હેનાથી બન્ને નિરસ્ત થયા.

**પ્હેલો જમીનદાર**—ત્હેમની રક્ષા થઇ ત્યહારપછી શું થયું ?

**બીજો જમીનદાર**—ત્યહારપછી પ્રતાપસિંહે હાથથી ઇશારત કરીને કહ્યું કે "મ્હારા રાજ્યમાંથી નિકળી જા." શુક્તસિંહ બોલ્યો "વખતસર ત્હેનો બદલો લઇશ." હાતું વાક્ય કહીને માથું નીચું નમાવી નમસ્કાર કરી ચાલ્યો ગયો.

**પ્હેલો જમીનદાર**—તે ગયા પછી ક્યહાં ગયો ?

**બીજો જમીનદાર**—સાંભળવામાં આવ્યું છે કે ત્હેનો બદલો લેવા માટે અકબરશાહનો આશ્રય લીધો છે.

**પ્હેલો જમીનદાર**—ત્યહારે મ્હારા સમઝવામાં આવે છે કે તે મ્હોટી ખરાબી કરશે. ઘરનો શત્રુ વિષમ શત્રુ કહેવાય છે. વિભીષણદ્વારા લંકાની ખરાબી થઇ.

**બીજો જમીનદાર**—હ્‌મોં સંદેહ તે શો?

**પ્હેલો જમીનદાર**—ગમે તેમ હો પરંતુ શુક્તસિંહને દુર્બલ કર્યો એ પ્રતાપસિંહનો અન્યાય જણાય છે.

**બીજો જમીનદાર**—અન્યાય થયો છે. શુક્તસિંહ સાહસ અને વીર્યમાં પ્રતાપસિંહથી તો કંઇ ઓછો નથી. મ્હેં લોકોને મ્હોએથી વાત સાંભળી છે કે જ્યહારે શુક્તસિંહ બાળક હતો ત્યહારે એક હથિયાર બનાવનાર એક નવી તરવાર બનાવીને ઉદયસિંહની પાસે લાવ્યો, ત્હેની ધારની પરીક્ષા કરવાને માટે કેટલીક દોરિયો એકઠી કરીને કાપવાને ઉદયસિંહે કહ્યું તે વેળાએ બાળક શુક્તે કહ્યું કે "જે તરવાર હવે પછી માંસ હાડકાં કાપશે, ત્હેની પરીક્ષા સૂતરથી કરવી ઉચિત નથી." એમ કહીને તરવાર પોતાના હાથમાં લઇને પોતાની આંગળી ઉપર આઘાત કર્યો. જખમ થયેલી આંગળીમાંથી ઝરઝર લોહી પડવા માંડયું. પરંતુ શુક્તસિંહ વિચલિત થયો નહિં.

**પ્હેલો જમીનદાર**—ઓ! એ કહેલું આશ્ચર્યકારક છે! પરંતુ દુઃખનો વિષય એ છે કે આ સાહસિકતા, આ વીરત્વ, છેલ્લે શું સ્વદેશની વિરુદ્ધ લઢવાના કામમાં આવશે? હાલ હું જાઉં છું. પ્હાડ ઉપર જવાની તૈયારી કરૂં છું.

**બીજો જમીનદાર**—હું પણ ચાલ્યો.

(બન્ને જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

—:o:—

## સ્થલ—કમલમેરુ ઉપરનો પ્હાડી કિલ્લો.

રાજભવન.

(પ્રતાપસિંહ અને રાજમહિષી બેઠાં છે.)

**મહિષી**—મહારાજ! અમસ્તું અમસ્તું કેમ દુઃખ સહન કરો છો?

(સીતાના મહીનાની ચાલ.)

નિત્ય રમિને મ્હારા નાથ! વિલાસ ઉછંગમા,
સુખમય જીવનની માંહિ ઉછરિયા રંગમાં,

હેવા કેમ ત્હમે મહારાજ! સહો હાવું દૂખડું.
જેણે કરમાય કોમળ કાય, સુકાય છે મૂખડું?
તજી સેજ સુંવાળી નાથ! સુવો તૃણ સાથરે,
છાંડી સૂના રૂપા થાળ જમો સૂકે પાતરે,
હેવું હેવું નિરખી નિત્ય મ્હારે નેન નાથજી,
મ્હારું હઇડું ભડકે બળી જાય, વિચારો રાણા! હજી.

**પ્રતાપસિંહ**—મહિષી! એ સર્વનો અભ્યાસ કરવો સારો છે, પૃથ્વીમાં સર્વ અસ્થિર છે.

(પ્લવંગમ છંદ.)

સાગર વેષ્ટિત ભૂમિ તણા ધણિ આજ જે,
માર્ગ ભમંતા ભિક્ષુ બને ફરિ કાલ્ય તે.
આજે માગે ભીખ બજારે ચાલતા,
કાલે રાજાધીશ થઇ તે મ્હાલતા.

(ગીતિ.

વિલાસ નાશનું મૂળજ, વિલાસમાંહી ખરાબ થાય જનો,
વિષની પેરે ગણિને ઉચિત પરિત્યાગ એ વિલાસ તણો.

**મહિષી**—પરંતુ મહારાજ! સૌભાગ્યલક્ષ્મી જ્યહાંસુધી પ્રસન્ન રે'છે ત્યહાંસુધી કૃતજ્ઞ થઇને તેનો પ્રસાદ શું ભોગવવો ઉચિત નથી?

**પ્રતાપસિંહ**—શું બોલોછો મહિષી, સૈભાગ્યલક્ષ્મી? સૌભાગ્ય લક્ષ્મી હવે ક્યહાં છે? સૌભાગ્યલક્ષ્મીએ અનેક દિવસથી ચિતોડમાંથી પગ ઉઠાવ્યો છે, તે શું ત્હમે જાણુતા નથી? હા જે અશુભ દિવસે ચિતોડ મુસલમાનના હાથમાં ગયું ત્યહારથી એ લક્ષ્મીએ આપણો પરિત્યાગ કર્યોછે. હવે આપણી પાસે બીજું શું છે? ચિતોડની જ્યહારે સ્વાધીનતા ગઇ છે, ત્યહારે સર્વ ગયું છે. ( ઉઠીને )

(વિષમ હરિગીત.)

સ્થાપિયું અભિંવધ બાપ્પારાવજીએ જેહને
મુજ પૂર્વ પુરુષોનુ નિવાસ સ્થાન જેહ નિરંતરે,
નિત્ય લીલા સ્થાન જેહ સ્વતન્ત્રતાનું નિર્મિયું,
તે ગયું હાય! ચિતોડ હાવાં આપણું કહો શું રહ્યું?

મહિષી! ત્હમો અબલા છો, ત્હમે વસ્ત્ર અલંકાર, ધન ધાન્યને લક્ષ્મી જાણો છો, પરંતુ ત્હમો જાણુતા નથી કે સ્વાધીનતાજ સૌભાગ્યનો પ્રાણુછે—સ્વાધીનતાજ—

**મહિષી**—મહારાજ! સબુર કરો. હું ત્હમારી આગળ જે વાત ક્હેવા આવી હતી ત્હેમાં ત્હમે ચિતોડની વાત કરવા બેઠા. મનને એટલું તાપિત કર્યાથી શું કદી શરીર રે'શે? રાતે સ્વપ્નામાં પણ "ચિતોડ ચિતોડ" કરોછો—શરીર ખરાબ થયાથી કેહવી રીતે ચિતોડનો ઉદ્ધાર કરશો? તે કહો. એ વાત હાલ પડતી મૂકો. અશ્રુમતીના લગ્નનું શું કર્યું મહારાજ?

**પ્રતાપસિંહ**—ત્હમારે હમેશાં એજ વાત-કેવળ લગ્ન, લગ્ન, લગ્નની વાત મળેતો બીજું ત્હમે કાંઇ ઇચ્છા રાખતા નથી. લગ્નનો હાલ વખત છે? હાલ ચારે બાજુએ વિષાદ વરશી રહ્યોછે. ક્યહારે મુસલમાન આવશે ત્હેનું ઠેકાણું નથી. હમણા ક્રમાગત લઢાઇની તૈયારી કરવી પડેછે. હાલ એ સર્વ વિચાર શું ત્હમારા મનમાં આવેછે? વળી તેનું વય ક્યહાં મ્હોટું થઇ ગયુંછે?

**મહિષી**—ત્હેને વાસ્તે હવે મહારાજ લગ્નનું એક ઠેકાણું સ્થિર કરવું ઉચિતછે. લઢાઇની વખતે કહોની ક્હેવી દશા થશે તે કહી સકાતું નથી. કન્યાનું લગ્ન જોવા પામ્યાં તો આપણે ફિકર વિનાનાં થઇશું. મ્હારી ઇચ્છા થાય છે, મહારાજ! વીકાનેરના રાજકુમાર પૃથ્વીરાજની સાથે આ બાલાનો સંબન્ધ કરી રાખું. પૃથ્વીરાજ જે'વો વીર છે ત્હેવોજ પ્રસિદ્ધ કવિ છે અને ત્હમારા ઉપર ત્હેની શ્રદ્ધા ભક્તિ અત્યંત છે.

**પ્રતાપસિંહ**-એ શ્રદ્ધા ભક્તિના ઉપર કંઈ પણ બિશ્વાસ રાખવો નહિં. તે મુસલમાનની સાથે મળી જાય છે કે નહિં ત્હેની કંઇજ સ્થિરતા નથી. મુસલમાનની લાંચની લાલચનો અતિક્રમ કરી સકે હેવા વિશુદ્ધ લોહીના રજપૂત અતિ અલ્પ છે. મારવાડના રાજાનાં અંબરના રાજાનાં ઝેર જેવાં દૃષ્ટાંત રજપૂતોની દરેક શ્રેણીમાં જણાયલાંછે. એટલુંજ નહિં પરન્તુ તે કુલાંગાર તે પાખંડ શુક્તસિંહને વિશે સંભલાય છે કે તે પણ મુસલમાનની સાથે મળી ગયો. ભલે ત્હેમાં કંઇ નુકશાની નથી, મ્હારા ભાઇબંધુ સર્વ જાય, એટલુંજ નહિં પરંતુ મ્હારો પુત્ર અમરસિંહ પણ એ મુસલમાનને શરણ જાય, તોપણ પ્રતાપસિંહ આ કમલમેરુ પર્વતની પેઠે અચલ રે'શે ત્હેના માથા ઉપરનો એક વાળ પણ વિચળિત થશે નહિં.

**મહિષિ**—પરંતુ, મહારાજ! ત્હમારા હુકમથી તો શુક્તસિંહને દેશમાંથી દેશવટો આપ્યો છે ને?

**પ્રતાપસિંહ**—ભાઈભાઈમાં ભ્હાએ તેટલી દુશ્મની હોય પરન્તુ દેશ વૈરીની વિરુદ્ધમાં શું સર્વ ભાઈઓની તરવાર એકત્ર થવી ન જોઇયે? જવા દ્યો તે સર્વ વાત. હવે બોલશો નહિં, ત્હેણે "બદલો લઈશ" એમ કહીને મને ધમકી આપી છે. હવે જોઇયે એ શું બદલો લેછે?

(એક રક્ષક પ્રવેશ કરેછે.)

**રક્ષક**—મહારાજ! એક ગુપ્તચર આવ્યો છે. તે કહેછે કે મુસલમાનો ઘણાં પાસે આવ્યાછે, આરાવાલી પર્વતની આગળ છાવણી કરેલી છે.

**પ્રતાપસિંહ**—આવ્યા છે?—ચાલો ચાલો—સર્વને તૈયાર થવાનું કહો—

(સોરઠો.)

આવ્યો અવસર આજ, તરશી આ તરવારને
લોહી પાવા કાજ, દેશદ્રોહી **માનનું**.

(વેગથી જાયછે પછી સર્વ જાયછે.)

---

# પ્રવેશ ૬ ઠો.

—:o:—

## સ્થલ—આરાવલ્લી પર્વત ઉપર સેલિમની છાવણી.

(માનસિંહ અને ફરિદખાન પ્રવેશ કરેછે.)

**માનસિંહ**—ફરિદ! પ્રતાપસિંહની કન્યાને બંદીવાન કરવાને માટે મ્હેં ચાર સૈન્યની ટુકડી આરાવલ્લીના પર્વતના જૂદા જૂદા રસ્તા ઉપર મોકલીછે. તું પણ કેટલીક સેનાનો ઉપરી થઇ બીજી તરફ જા. જે ટુકડી ત્હેને હરીને લાવશે ત્હેનો ઉપરી તે કન્યારત્નનો અધિકારી થશે. સમઝ્યોકે?

**ફરીદ**—હા હું સમઝ્યો, પરન્તુ—(માથું ખંજવાલતો ખજવાલતો)

**માનસિંહ**—પરન્તુ વળી શું? તું હાલ જવાન છે, લગ્ન થયું નથી. હમણાં પણ પરન્તુ?

**ફરીદ**—હું ત્યહારે આપને સ્પષ્ટ કહુંછું તે રાણાની કુંવરીછે. એ મળશે એટલીજ જો લાલચ આપતા હો તો હું એટલી મ્હેનત કરવાને રાજી નથી. ત્યહારે મને હાલ હુકમ આપો—હું હમણાં જાઉંછું. રાણાની કુંવરીની સાથે લગ્ન કરીને મ્હારું નામ વધશે હેવી હું આશા રાખતો

નથી. હું ગરીબ માણસ છું. રાજા રજવાડાની કન્યાને બલજોરીથી લાવી છેલ્લે મ્હારે મરવાને તૈયાર થવું પડે.

**માનસિંહ**—હું સમઝ્યો; તું મનમાં એમ જાણેછે કે રાણાની કુંવરી હોય ત્હેમાં શું ? રાણાની કુંવરીતો બદશિકલ છે. પરન્તુ ફરિદ! ત્હને કહુંછું કે હેવું કન્યારત્ન ત્હારી આંખે કદી જોયું નહિં હોય અને જો કોઇ ત્હારાથી પ્હેલાં લાવશે તો તેથી ત્હને નિશ્ચય અફસોસ થશે. આ વેળા જા. હવે વખત લગાડચ નહિં.

**ફરીદ**—હેવી સુંદરીને શું બીજો કોઇ મ્હારાથી પ્હેલાં લાવશે ? એ તે શું કહોછો ? હું આ જાઉંછું. આ વાત જાણ્યાપછી શું હું એક પળનો પણ વખત લગાડીશ ? જો જો હવે મારા નસીબમાં શું થાયછે.

( ફરિદ જાયછે. )

**માનસિંહ**– (સ્વગત) "જે રજપૂતે પોતાની બ્હેનને તુર્કના હાથમાં અર્પણ કરીછે ત્હેની સાથે સૂર્યવંશીય રાણા કદી એકત્ર ખાવાની જગ્યાપર બેસી સકતા નથી." એ કહેવો ગર્વ ! એ કહેવો અહંકાર! પ્રતાપનો એ અહંકાર મ્હારે તોડવો જોઇયે. મ્હારી કન્યા બ્હેનનેતો દિલ્લીના બાદશાહને આપીછે, મ્હારાથી બનશેતો ત્હેની કન્યા એક સાધારણ મુસલમાનના હાથમાં આપીને રાણાનું ઉન્નત મસ્તક નીચું કરીશ. હવે જોઇયે તે કેટલું સિદ્ધ થાય છે.

(પૃથ્વીરાજ અને શુકતસિંહ પ્રવેશ કરેછે.)

**માનસિંહ**—મહારાજ! આપ બન્નેને આટલા દિલગીર કેમ જોઉંછું ? કોઈની સાથે વાત કરતા નથી એકલા એકલા અહિંથી તહિ ફરતા ફરો છો. હમણાં લડાઇનો વખત છે. હમણાં દિલગીરીમાં રે'વાથી કંઇ ચાલશે નહિં. આપનો ઊંડો ભેદ પામવો કઠણ છે.

**પૃથ્વીરાજ**—મહારાજ! ઊંડો ભેદ અતિ સ્હજ સમઝાય હેવોછે. દાસત્વમાં હજીસુધી હમે સારી રીતે અંદર ગયા નથી. હજીસુધી હમારી હીનાવસ્થા જોઇને દુ:ખ થાયછે.

**માનસિંહ**—સારું—ઉત્તમ—બીજા કેટલાક દિવસ જવાદો, ત્યારપછી કંઇ મનમાં આવશે નહિં–મ્હારી પણ એક વખતે હેવીજ હાલત થઇ હતી.

(માનસહિં જાયછે.)

**પૃથ્વીરાજ**—ઘણું સારું થયું કે ગયો. જુઓ શુક્તસિંહ! પ્રાત-

પને ધન્ય કહેવો જોઇયે. અકબરશાહે રાણાને બહુ લાલચો બતાવી, ઘણો ભય બતાવ્યો પરન્તુ કોઇ રીત્યથી ત્હેને નત કરી સક્યો નહિં, એથી એમ સમઝાયછે કે તે હવે નત કરી સકનાર નથી.—

(રોળાવૃત.)

રાજ્ય પાટ મુજ સર્વ ખોઇ બેઠો હું હાવાં,
જડે ન મુજને માર્ગ પ્રતાપ! તું સહાય થાવા;
હા કવિતા મુજ એક માત્ર ધન, તે ઘડિ ઘડિયે,
રચી ગુપ્ત સંદેશ પ્રરિને જગાડું ભડને.

જુઓ શુક્તસિંહ! ત્હેમની સાથે કોઇ કાળે ત્હમારે થોડું ઊંચુ મન થયું હતું તે જાણીને ત્હમે શું હમેશ તે મનમાં રાખશો? ત્હમે જાઓ, આ વેળાએ ત્હમારા ભાઇને મદદ કરો.

**શુકતસિંહ**—ત્હેના રાજ્યમાં પગ મૂકવાનો મ્હને નિષેધ છે. હું વિદ્રોહી છું. હું દેશનો વૈરી છું. હું ત્હેનો શત્રુ છું.

**પૃથ્વીરાજ્ય**—જો શુક્તસિંહ! એ સર્વ વાત હવે ભૂલી જાઓ. ભાઈ ભાઇમાં કદી કદી થોડાં ઊંચા મન થાયછે, પરન્તુ તે સંભારી રાખીને હમેશ મનમાં પોષણ કરી રાખવું તે શું ઉચિતછે? બદલાની ઉત્કંઠા કહેવી રીતે ત્હમારા મનમાં હમેશ જાગૃત રે'છે.

**શુકતસિંહ**—પૃથ્વીરાજ! ત્હમે તો સર્વ પ્રથમની સાંભળ્યું છે. મ્હેં શો અપરાધ કર્યો હતો? ત્હેણે શું પ્હેલાં મ્હારું અપમાન કર્યું નહોતું? જવા દો એ સર્વ વાત, હાલ એ વાત કહાડશો નહિં. હું જાઊંછું.

(શુકતસિંહ જાયછે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત) એ શત્રુતા જોઊં છું તો તે વિષમ બદ્ધ મૂળ થઇછે, કોઇ પણ રીતે જનાર નથી; પરન્તુ એ કહેવો ખેદનો વિષયછે. આ વખતે કહેવો ગૃહ વિચ્છેદ થયોછે?

(પૃથ્વીરાજ જાય છે)

---

## પ્રવેશ ૭ મો.

—:o:—

### સ્થલ—આરાવલ્લી પર્વતનો હલદી ઘાટનો પ્હાડી રસ્તો.

( સૈન્ય સામન્તની સાથે પ્રતાપસિંહ ઊભો છે. છત્ર ધારીએ પ્રતાપસિંહના મસ્તક ઉપર છત્ર ધારણ કર્યુંછે. પર્વત ઉપર સૈન્ય ઉભુંછે. )

**સૈન્યગણ**—જય મહારાજનો જય! જય પ્રતાપસિંહનો જય! જય મેવાડનો જય!

**પ્રતાપસિંહ**—રજપૂતો! જુઓ આજના યુદ્ધમાં માનું દૂધ કલંકિત ન થાય.

**સૈન્યગણ**—આજે હમે યુદ્ધમાં પ્રાણ આપીશું. ચિતોડના ગૌરવની રક્ષા કરીશું. મુસલમાનની લોહીથી હમારી તરવારની સખ્ત તરશને શાન્ત કરીશું.

( રજપૂતોનો યુદ્ધનો ચીત્કાર થાય છે આઘેથી મુસલમાનનો અવાજ આવેછે. )

**પ્રતાપસિંહ**—આ મુસલમાન આવેછે. તૈયાર થાઓ, તૈયાર થાઓ.

( મુસલમાનનું સૈન્ય પ્રવેશ કરેછે. )

**મુસલમાન સૈન્ય**—અલ્લાહો અકબર-અલ્લાહો અકબરઃ

( બન્ને સૈન્ય યુદ્ધ કરતાં કરતાં જાયછે અને રજપૂત સૈન્યની સાથે ઝાલાપતિ અને પ્રતાપસિંહ બીજી બાજુએથી પ્રવેશ કરેછે. )

**પ્રતાપસિંહ**—(તરવાર મ્યાનમાંથી કાઢીને) કિયા તે ક્ષત્રિયાધમ રજપૂત કલંક માનસિંહ કિયાં છે? ક્યહાંહિ પણ ત્હેનો પત્તો લાગતો નથી? આજ જો ત્હેનું માથું મ્હારે હાથે છેદન કરી સકું તો મ્હારું ત્હ્રદય પરિતૃપ્ત થાય.

**ઝાલાપતિ**—મહારાજ! રાજચિન્હ છત્ર આપના માથા ઉપર હોવાથી સર્વને આપના ઉપર લક્ષ કરવાનું સુગમ થઇ પડેછે. મહારાજ! એ છત્રને માટે આપનું જીવન ત્રણ વખત સંકટમાં પડયું હતું તે આપ જાણોછો? છત્રને બંધ કરવાની અનુમતિ હોયતો ઉત્તમ.

**પ્રતાપસિંહ**—ના ઝાલા! છત્ર ઉઘાડુંજ રાખવા દ્યો. હું ચ્હાઉંછું કે આ ચિન્હ જોઇને માનસિંહ મ્હારી આગળ આવે. જો તે

કાયર પુરુષ નહિં હોયતો જરૂર આવશે. ચાલો ચાલો જ્યહાં માનસિંહ હોય ત્યહાં ચાલો.

(પ્રતાપસિંહ એક તરફથી જાય છે, ઝાલાપતિમાન્નો છત્રધારીની પાસેથી છત્ર ઝુંટાવીને પોતાના માથા ઉપર ધારણ કરેછે અને એટલામાં માનસિંહ મુસલમાન સૈન્ય લઈને બીજી તરફથી પ્રવેશ કરેછે.)

**માનસિંહ**—આ છત્ર—આ પ્રતાપ—આ અહંકારી પ્રતાપ—આ લે—આ લે—માનસિંહને આપમાન કરવાનું આ ફલ.

(ઝાલાપતિ માન્નાના ઉપર બાણ ફેંકેછે તેથી મરણ નીપજેછે.)

આ શું કર્યું? આ કોણે માર્યો. આઃ મ્હારું નિશાન ફોગટ ગયું? મ્હારો બદલો લેવાની તરશ તૃપ્ત થઇ નહિં. ચાલો સૈન્યગણ—પ્રતાપસિંહ જ્યહાં હોય ત્યહાં ચાલો.

(સૈન્યની સાથે માનસિંહ જાયછે અને પૃથ્વીરાજ તથા શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—પૃથ્વીરાજ! મ્હેં નિશ્ચય કર્યો હતો કે આ વેળા ભાઈની મુલાકાત કરવી. જ્યહાં મ્હોટી લઢાઇ ચાલેછે ત્યહાં સુધી હું ગયો પરન્તુ ત્હેને જોઇ સક્યો નહિં. તમે ત્હેની કંઇ ખબર જાણોછો?

**પૃથ્વીરાજ**—હું હાલ ત્યહાંથીજ આવુંછું. હમણાં એ વાત કેમ પૂછવી પડી? રજપૂતોની હાસ્ય થઈછે.

**શુક્તસિંહ**—શું રજપૂતોની હાસ્ય થઈ છે? ભાઇ ક્યહાં છે?

**પૃથ્વીરાજ**—રજપૂતોની હાસ્ય થઈ છે ખરી પરન્તુ હેવું વીરત્વ કોઇ દિવસે જોયુ નહોતુ. વીશ હજાર રજપૂત, પચાસ હજાર સૈન્યની સાથે કેટલીવાર યુદ્ધ કરી સકે કહો. આ વીશ હજારમાંથી આઠ હજારે રણક્ષેત્રમાં પ્રાણ આપ્યાછે. વળી પ્રતાપસિંહનું કહેવું વીરત્વ! તે માનસિંહને સોધતાં ન મલ્યો ત્યહારે તરવારથી રસ્તો સાફ કરીને જ્યહાં સેલિમ ઉપરી દાખલ હતો, ત્યાં ઘોડા ઉપર બેશીને ગયો. સેલિમના રક્ષકોને પોતાને હાથે મારીને સેલિમના ઉપર બાણ ફેંકવા લાગ્યો. પરંતુ સેલિમે લોખંડનું બખ્તર પ્હેર્યું હતું તેથી બચ્યો. નહિં તો અકબરના ઉત્તરાધિકારીનું મૃત્યુ થાત. સેલિમ ઉપર લક્ષ વ્યર્થ ગયાથી પ્રતાપસિંહે હાથીના કુંભસ્થળ ઉપર પોતાના ઘોડાનો પગ મૂકાવીને મ્હાવતને મારી નાંખ્યો મ્હાવત મરી ગયાથી હાથી નિરંકુશ થઇને સેલિમને ક્યહાં લઇ ગયો ત્હેનું ઠેકાણું નથી.

**શુક્તસિંહ**—ત્યહારપછી શું થયું ? ત્યહારપછી શું થયું ? ભાઈનું શું થયું ?

**પૃથ્વીરાજ**—ત્યહારપછી મુગલ સૈન્યની સાથે રજપૂતોનું મ્હોટું યુદ્ધ થયું. મુગલની સાથે અસંખ્ય બંધુક હતી. અને રજપૂતોની પાસે તરવાર તીર હતાં તેથી સર્વ રજપૂત સૈન્યનો નાશ થયો પ્રતાપસિંહને તે વેળાએ ત્હેના એક વિશ્વાસુ સેનાપતિએ કહ્યું કે, 'મહારાજ ! હમણાં આપના શરીરની રક્ષા કરો. હાલ આપણું સર્વ ગયું છે, કોઇ પ્રકારની આશા નથી. આપ હમણાં જખમી થશો. જખમી થવામાં કાંઇ ફલ નથી. આપ જો બચશો તો ભવિષ્યમાં આપ ત્હેનો બદલો લેશો." એ પ્રમાણે કેટલુંક કહીને ત્હેના ઘોડાનું મુખ રણક્ષેત્રમાંથી બીજી તરફ ફેરવ્યું. એટલે ઘોડો ત્હેને જલદીથી લઇ ગયો.

**શુક્તસિંહ**—તે શું એકલો ગયો ત્હેની સાથે કોઇ રક્ષક હતો કે નહિં ?

**પૃથ્વીરાજ**—તે એકલોજ હતો ત્હેની સાથે બીજું કોઇ નહોતું.

**શુક્તસિંહ**—એકલોજ કે ? કોઇ સાથે નહિ કે ? એકલોજ કે ? ત્યહારે તો વખત છે.

**પૃથ્વીરાજ**—એ શું બોલો છો ? "ત્યહારે તો વખત છે?" એ શું ? આ વખતે ત્હમારે ત્હેનો બદલો લેવો છે ? ધિક્કાર ત્હમને હાવી અસાહાય હાલતમાં—

(બે મુસલમાન સિપાઈ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—ક્યહાં જાઓ છો ?

**સિપાઇયો**—હમે પ્રતાપસિંહને સોધવા જઇયે છિયે.

**શુક્તસિંહ**—ઉભા રહો, હું ત્હમારી સાથે આવું છું.

**સિપાઇયો**—આપનો ઘોડો તૈયાર છે કે ?

**શુક્તસિંહ**—હા તૈયાર છે.

**સિપાઇઓ**—ત્હારે ચાલો.

**પૃથ્વીરાજ**—ત્હેની હાવી અસહાય અવસ્થામાં ત્હમે બદલો લેશોમાં, લેશોમાં હેવું અનીરોચિત કામ કરશોમાં, ત્હેના યોગે ત્હમારું કાંઇ પૌરુષ રે'વાતું નથી.

**શુક્તસિંહ**—નહિં પૃથ્વીરાજ બદલો અનિવાર્ય છે.

(બે સિપાઈઓની સાથે શુકતસિંહ જાયછે.)

**પૃથ્વીરાજ**—શુક્તસિંહ! જરા ઉભા રહો મ્હારી વાત સાંભળો મ્હે-

(સવૈયા એક ત્રીસા.)

હેવું હીણું કામ કર્યું તો દેશવિદેશ કીર્તિ જાશે,
રાજસ્થાન તણા સહુ થળમાં ભાટજનો તમ કલંક ગાશે,
ભ્રાતૃદ્રોહ ત્હમારો હાવો, હાવી કાયરતા રાણા.
જોસ ભર્યા મુજ કવિત વિશે પ્રતિબિંબિત નિરખી લેજો શાણા.

(પછવાડે પછવાડે જાયછે.)

---

# પ્રવેશ ૮ મો.

—:o:—

## સ્થલ—એક પર્વત.

(એક શિલાખંડના ઉપર ઝરણાને કિનારે પ્રતાપસિંહ ઊંઘેછે.)

(શુકતસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—(પાસે જઇને પ્રતાપસિંહના શરીર ઉપર જખમ થયેલાછે તે જુવે છે.) ઓઃ! તરવારના ઘાથી શરીર કપાયલું છે! છાતીમાં તીરતો ત્રણ વાગેલાંછે-ગોલી એક લાગેલીછે-આહ! આ હાથપર ત્રણ તરવારના સર્વે મળીને સાત ઘા પડ્યાછે. પરન્તુ તે કેહેવો ગંભીર દીસેછે! કેહેવી ગંભીર ઊંઘ આવી છે? જાણે પોતાના મ્હેલમાં સૂતો હોય. અહિંયા જેઉંછું તો મુગલના બે સિપાઇ આવી લાગ્યા—આર્ય! આ મ્હારો બદલાનો વખત.

( મુગલના બે સિપાઇયો પ્રવેશ કરેછે. )

**સિપાઇયો**—અહિંયાં પ્રતાપસિંહ સૂતો છે—આ વેળા સારો લાગ આવ્યોછે.

**શુક્તસિંહ**—શાનો લાગ આવ્યોછે.? પ્રતાપસિંહ સૂતોછે, પરન્તુ પ્રતાપસિંહનો ભાઇ જાગેછે તે જાણતા નથી ?

( તરવાર મ્યાનમાંથી કાઢેછે. )

**સિપાઇયો**—વિશ્વાસઘાતકને મારો, મારો, નિમકહરામને મારો.

**શુક્તસિંહ**—આ જો—આજ આ ઘાતક થઇને વિશ્વાસઘાતકનું પ્રાયશ્ચિત કરુંછું.

( બે સિપાઇયો એક એકના પછી પડેછે અને ત્હેમનું મરણ થાયછે અને પ્રતાપસિંહ ઉઠેછે. )

**પ્રતાપસિંહ**—(તરવાર હાથમાં લઇને ઊઠીને બેશેછે સ્વગત) આ શેની ગડબડ? બે મુગલ સિપાઇયોના મૃતદેહ!–કોણે તેઓને માર્યા છે. મ્હારી હાલી અસહાય અવસ્થામાં કોણે બન્ધુનું કામ કર્યુંછે? આ શુક્તસિંહના જેવો કોને જાણીછું? (ઉભો થાયછે અને શુક્તસિંહ પાસે આવેછે.) શું? શુક્તસિંહ ત્હમે છો?

**શુક્તસિંહ**—હા હું તે દેશ નિકાલ કરેલો શુક્તસિંહ છું.

**પ્રતાપસિંહ**—ક્યહાં? શુક્ત? ક્યહાં? ત્હમારો બદલો ક્યહાંછે?

**શુક્તસિંહ**—શો બદલો? (બન્ને મૃતદેહની તરફ આગળી દેખાડેછે.) આ જુઓ મહારાજ? મ્હારો બદલો.

**પ્રતાપસિંહ**—શું ત્હમારો આ બદલો?–આ!–શુક્ત–શુક્ત–ભાઈ શું કહેવું? (બોલાતું નથી) આવો આવો યુગ યુગાન્ત પછી આજે—(બે જણ ભેટેછે અને શુક્ત પ્રતાપસિંહને પગે લાગેછે.)

**શુક્તસિંહ**—મહારાજ! આપનો ઘોડો ક્યહાં છે?

**પ્રતાપસિંહ**—હા!—

(ગીતિ.)

ચિરબંધુ, સંગિયુદ્ધે, વિભાગી વિપદે પ્રિયાશ્વ **ચૈતક** જે
મુજ પેર ધવાઇ રણે, હા! હમણાં પ્રાણ ત્યાગિયો તેણે!

**શુક્તસિંહ**—મહારાજ? હમણાં વિપદની સંભાવના છે—મ્હારો ઘોડો તૈયાર છે—આ ઘોડો લઇને આપ જાઓ. મ્હને જ્યહારે લાગ મળશે ત્યહારે આપને પાછો મળીશ—પરન્તુ નહિં એક વાત હું ભૂલી ગયો. આપના રાજ્યમાં પગ મૂકવાની અનુમતિ નથી.

**પ્રતાપસિંહ**—શુક્ત હવે મને લજ્જાયમાન ના કરીશ.

**શુક્તસિંહ**—મહારાજ! ત્યહારે હું પ્રણામ કરુંછું

**પ્રતાપસિંહ**—ત્હમારી વીરની તરવાર અજિત્ય થાઓ એજ આશિર્વાદ છે.

(બન્ને જાય છે)

**પ્રથમાંક સમાપ્ત.**

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—આરાવલ્લી પર્વતમાંની એક ગુફા.

( પ્રતાપસિંહ અને રાજમહિષી. )

**પ્રતાપસિંહ**—મ્હેં ત્હમને એકવાર કહ્યું હતું કે સસાગરા પૃથ્વીના અધીશ્વર અને ધન વગરના રસ્તાપરના ભિખારિયોમાં થોડોજ ફરક છે તે કહેલું સત્ય છે કે નહિં તે હાલ ત્હમારા સમઝવામાં આવ્યું હશે.

**મહિષી**—આપણી હાવી દુર્દશા થશે તે હું કદી સ્વપ્નામાં પણ ધારતી નહોતી.

**પ્રતાપસિંહ**—આપણી પાસે હવે શું છે?

( રોળાવૃત. )

આરાવલિ ગિરિમાલ તણોમેર કમળમેરુ,
ધર્મમાન ગઢસ્થાન, વળીજ ગગુંડા કેરું,
હેવા હેવા શ્રેષ્ઠ સ્થળો પડિયાં રિપુ કરમાં,
ને આરાવલિ ન્હાય, અધન રજપૂત રુધિરમાં.
રજપૂતોનો રાજ હાલ ભિક્ષ સમો ભટકે,
અરે ભિક્ષુતો ભલો ભિખે જેનું કુટંબ ટકે,
અધમ તે થકી હું તો સમીપ ન મુજ સાધન કો,
વન પશુ સમ હાકિયો, વસું ગિરિ ગુહા મહીં જો!

હા! મહિષી!

( લાવણી. )

પુરુષ છું સહીશ સહુ નિજ કાય,
પરન્તુ તમ મુખ નિરખું જ્યાંય,
ઉપોષણ વારંવાર થયેલ,
તેથિ સુકુમાર શું કરમાયેલ!
વળી કઠણ પથરે અથડાય.
ચરણ તમ રુધિર વહંતું જાય;
તેમ જુજ વસ્ત્રે ઢાંકી કાય,
શીતથી શિલા ઉપર કંપાય,

પ્રચંડ કિરણોથી તપે મધ્યાહ્નને રવિરાય,
ત્હેણે મુગ્ધ મુખડું તમ મહિષી! કરમી ઝાંખું થાય,
જોયું તે મ્હેંતો નવ સ્હેવાય
કઠણ મુજ પણ હઇડું દ્રવિજાય. પુરુષ છું.

**મહિષિ—**

(સીતાના મહીનાની ચાલ.)

મહારાજ! ત્હમે મુજ કાજ ચિંતા મન ના ધરો,
એક ભૂષણ નારીનું આજ ગણ્યો દુ:ખનો ઝરો,
દુ:ખ ભોગવવાને અર્થ સમર્થ હમે છિયે,
એજ અર્થે પૃથ્વીને પીઠ ધર્યો જન્મ નારિયે.
ત્હમે બોલાવો સ્વેછાએ દુ:ખ, હમે તેમ નવ બને,
પણ વિપતડિ પડતી જ્વેવાર રહી હમે તમ કને,
શીખવિયે ત્હમને દુ:ખ સ્હેવું કેમ તે સમે,
ત્હમે બલવીર્યે સૂર્ય સમાન, ધૈર્યે પૃથ્વી હમે.

હા! મહારાજ!

(ગરબી—આસો માસો સરદ પુન્યમની રાત્ય જો—એ ઢાલ.)

મ્યારે કાજ ધરૂં નવ ચિંતા આટલી,
બાળકડાં મુજ માટ બળે મુજ કાળજુ,
સર્વે રુદન કરતાં ભુખની ઝાળથી
થઇ અધીરાં જ્યહારે નિરખું બાળ હું;
ઘાસ બીજનો ઘડી રોટલો હું કદી.
કકડો કકડો સહુને વ્હેંચી આપતી,
તે પણ કો દિન કવલ આવિયો મુખથી.
રાનિ વિલાડી તલપી લઈને ચાલતી;
હા! હેતું હેતું નિરખીને માતને.
હઇડે શું શું થાય કિયો કવિ વર્ણવે?
શબ્દ ખુટે દર્શવંતાં એ વાતને,
માડી વિણ એ દુ:ખડું કોણ અનુભવે?

**પ્રતાપસિંહ—**

(લાવણી.)

ત્હમે કોમળ છો અબલા જાત્ય
હશે ત્હમને દુખ થાતું અગાધ,

પરંતુ સુણો માહરી વાત,
તે દિને બટકું રોટલો હાથ.
લઇ ન્હાનો સુત બેઠો જ્યહાંય
ખંડ કરિ મુખે નાંખવા જાય,
આવિને ઝડપિ અરણ્ય બિડાલ,
લઇ ચાલ્યો તે કવલ કરાલ,
સોધી ખૂબ વળ્યાં ત્હમે ઘર ખૂણા ચોપાસ,
જડયો ન કડકો ભુખે ટળવળ્યો બાળ થઈ ભગ્નાશ,
ત્રાસ તે વેળ ત્હ્દય મુજ થાત.—
અનુભવ વિધિનો અદ્‌ભુત નાથ? ત્હમે કોમળ.
અરે હા! તે વેળા આ નેત્ર,
જેહ નવ ભીંજ્યાં જ્યહાં રણક્ષેત્ર.
ઘવાઇ પડિયો પ્રિયતમ પુત્ર,
શરીરે પ્રહાર થાય અયુત,
નિરખી તે જે મરુભૂમિ સમાન
નેન જળ બિન્દુ ન એક નિદાન,
તેજ આ નયન વિશે તે વેળ
વહી ગિરિ-ઝરણશિ અજસ્ત્ર રેલ,
ને મન એક સમે થયું અરે જીવહતભાગ્ય!
આ થકિ તો સહુ ભલે દૂર કરી ચિતોડ મૂકો આગ્ય.
જવા દઉ એ હું તો ગઢરાજ.
કેહણુ મોકલું અકબરને આજ.—ત્હમે કોમળ.

અરે! નાહ નહિં—એ પાપનો વિચાર મનમાં આણવો? (ઉઠીને) શું—

જન્મ બાપ્પારાવ તણે વંશ,
રુધિર સમરસિંહનો છે અંશ,
કુલે સંગ્રામ છે જેહ,
પ્રતાપે ધરિયો તે કુળ દેહ;
સૂર્યવંશી છું હું પૃથિવીશ
મર્ત્યજન ચરણ ન નામું શીશ!
વિશેષ સ્વતંત્રતાનો ચોર
મુગલ તે તણી દાસતા ઘોર

સ્વીકારુ નવ હું કદી લિંગદેવ ભગવાન !
બળ આપો, બળ આપો, દુર્મતિ તણુ થાય અવસાન,
માન ધરિ દુર્દશા ધ્વંસ
વિજય લઇ થાઉં ક્ષત્રિ અવતંસ—જન્મ બાપ્પા.

(જોરથી રણશીંગડું ફુકે છે.)

(ત્રણચાર કારા પ્રદેશના પર્વતવાસી ભીલની સાથે ભીલપતિ વૃદ્ધ મલ્લુ લાકડી હાથમાં લઈને ધ્રૂજતો ધ્રૂજતો પ્રવેશ કરેછે.)

**પ્રતાપસિંહ**—ત્હમે માત્ર મ્હારા વિશ્વાસનું સ્થલ છો. ત્હમારા ભરોંસાથીજ હું મ્હારી સ્ત્રીપુત્રાદિને લાવીને આ દુર્ગમ પર્વતની ગુફામાં રહુંછું. મ્હારી પુત્રી જરાકવારમાં મુસલમાનને હાથ જાત. સારાં ભાગ્ય કે ત્હમે ત્હેને સંતાડી મૂકી. કેટલાક દિવસ પછી ત્હેને ત્હમારે ઘેરથી પાછા લાવ્યા. ત્હમે ત્હેનાં માબાપનું કામ કર્યું છે. આ કોણ? મલ્લુ! ત્હમે ડોસા શા વાસ્તે આવ્યા? ત્હમારા છોકરાને કેમ નહિં મોકલ્યો?

**મલ્લુ**—રાજાજી! હું ચેમ આવ્યો તે ત્હમે હાંભળો. હું ત્હમારી કુંવરીને એકવાર જોવા આવ્યો સુ. દહ વરહ ઘરમાં રાખીને હાથે કુંવરીબાને ઉશેર્યાસેં. એકવાર ન ભાળ્યાથી મ્હારું મન ચેવું ચેવું કરેસેં—ચાર દન થયા હેમને ત્હમારી પાહે મેલી ગયોસું. રાજાજી ચાર દન ઘરે મ્હારી સોડીએ કંઇ મ્હોડામાં મ્હેલ્યું નથી. બાને એકવાર બોલાવો રાજાજી?

**પ્રતાપસિંહ**—અશ્રુમતી! અશ્રુમતી!

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**પ્રતાપસિંહ**—ત્હારા પ્રતિપાલક ભીલરાજ ત્હને મળવા આવ્યાછે.

(ભીલરાજની પાસે જઇને અશ્રુમતી પ્રણામ કરે છે.)

**મલ્લુ**—કુંવરીબા! હારાં સો?

**અશ્રુમતી**—સારી છું. ઘ્યા બા સારી છે બુઢ્ઢા દાદા?

**મલ્લુ**—ઘ્યાબા હારી સે, બ્યાબા હારીસે, ત્હમારે કાજે પોશ પોશ આંહુએ રડેસે. બા મ્હારી હાથે ત્હમે હેંડશો? ઉચ્છેમતિ? બાનું નામ ચેવું? રાજાજી મ્હને શરતા રે'તી નથી. હમે "ચિની ચિની" કરીને બોલાવતાતા. શું હેનું નામ રાજાજી ઉચ્છયામતી?

**પ્રતાપસિંહ**—હેનું નામ અશ્રુમતી છે. ચિતોડ જે દિવસે મુસલમાનના હાથમાં ગયું તે દુર્દિવસે હેનો જન્મ થયોછે, તેથી હેનું નામ અશ્રુમતી રાખ્યું છે. ઓઃ ઘણુંકરીને ચૌદ વર્ષ વહી ગવાં.

**મલ્લુ**—(હસતો) રાજાજી! આ ત્હમારી દીકરી ન્હોય એ તો મ્હારી દીકરી સેં. મ્હને આલો. હું લઇ જાઉં. આવશો બા?

**અશ્રુમતી**—(જરા હશીને) આવીશ બુઢ્ઢા દાદા!

**મલ્લુ**—રાજાજી? હેમણે શું ચીધું? હઃ હઃ હઃ હાંભલ્યું રાજાજી એ કહેસે આવીશ હઃ હઃ હઃ (હસેછે)

**મહિષી**—(હશીને) ત્યહારે જવાદ્યો. હેવી ખરાબ છોકરીને શું કરવી છે?

**મલ્લુ**—(હશીને અને વાત્સલ્ય ભાવથી) અશ્રુમતે? ત્હમે કૂણ સો? રાજકુવરી સો ના ભીલડી સો?

**અશ્રુમતી**—રાજપુત્રી કોણ કહે છે બુઢ્ઢા દાદા! હું તો ભીલડી છું.

**મલ્લુ**—હઃ હઃ હઃ (હશીને) રાજાજી એ શું કહેસે હું રાજકુંવરી નહિં હું ભીલડીઃ હઃ હઃ હઃ

(સર્વ હસે છે.)

**અશ્રુમતી**—(લજ્જિત થઇને માની આગળ જઇને) મા આપણે કેવાં મા? આપણે શું સર્વ ભીલ નથી?

**મહિષી**—અશ્રુ! તે પણ તું જાણતી નથી? આપણે સર્વ રજપૂત કહેવાઇયે છિયે.

**પ્રતાપસિંહ**—મહિષી! ત્હમે હેને સારી પેઠે શીખવો; જે સર્વ કવિયોની ગાથામાં રજપૂત વીરત્વનું ગુણકીર્તન અને મુસલમાનનો નિંદાવાદ હોય તે સર્વ ગાથા હેને કંઠસ્થ થવા ઘો.

**અશ્રુમતી**—મુસલમાન કોણ છે બાવા?

**પ્રતાપસિંહ**—તે ત્હારી મા ત્હને સર્વ કહેશે.

**મલ્લુ**—અહિં હેને રમ્બાનો કોઇ હાથી મળતો નથી તે ઘણાં મૂઝાયસે નહિ રાજાજી?

**પ્રતાપસિંહ**—હા પ્હેલ વ્હેલાં ઘણી રોતી હતી પરંતુ હમારી સાથે જે રજપૂત બાલિકા છે ત્હેની સાથે પ્રીતિ થઇ ત્યહારથી હવે ઘણી રડતી નથી. બે જણામાં ખૂબ પ્રીતિ થઇ છે. આવો ભીલો આપણે પર્વતની ચારે તરફ એક વાર સોધી આવિયે.

**ભીલો**—રાજાજી! ત્હમારે કાજે હમે હગળા જીવ આલવા તયાર શિયે. ત્હમે કાંઇ મનમાં આણશો નહિં? ચ્યાં જાશું? રાજાજી ચાલો હેંડો.

**પ્રતાપસિંહ**—મહિષી! સર્વને લઇને ગુફામાં રહો, હું થોડી વારમાં આવું છું.

( ભીલોને લઈને પ્રતાપસિંહ જાય છે. )

**મલ્લુ**—(અશ્રુમતીના પ્રતિ) બા! માને ખોળે જઇ મ્હને વીસરી ના જાશો, બા!

(મલ્લુ જાય છે.)

**મહિષી**—આવ્ય અશ્રુમતિ? આપણે ગુફામાં જઇને સૂઇ જઇયે.

(મહિષી અને અશ્રુમતી ગુફામાં જાય છે અને કેટલીક વારે પાછી અશ્રુમતિ આવે છે.)

**અશ્રુમતી**—(સ્વગત) કોક કોક વેળાએ મ્હારું મન કહેવું ખરાબ થઇ જાય છે! કંઇજ સારું લાગતું નથી. અહિંયાં જરા ફરું. આકાશમાં કેટલા તારા દેખાય છે! ઊહ્ય, તારા તો રોજ દેખાય છે. મલિનાને બોલાવીને કાંઇ વાતચીત કરું? નહિં, એકલુંજ રહેવું સારું લાગે છે.

(મલિના પ્રવેશ કરે છે.)

**મલિના**—સખિ! તું મ્હને મૂકીને એકલી આવી! હું ઊઠીને જોઉં છું તો તું પાસે ના મળે, તેથી ગભરાઇને જોવા આવી. શું તું મ્હને એકલી મૂકીને હાવી વખતે આવે છે? એ તો ઘણું ખોટું.

**અશ્રુમતી**—નહિં બ્હેન, મ્હને હમણાં કોઇની સાથે વાત કરવી ગમતી નથી તેથી ત્હને ઊઠાડી નહિં.

**મલિના**—કેમ અશ્રુ! ત્હને શું થયું છે?

**અશ્રુમતી**—મ્હને કાંઇ થયું નથી. કહેવી રીતે કોણ જાણે કોક કોક વેળા મન શૂન્ય થઇ જાય છે. કાંઇજ સારું લાગતું નથી.

**મલિના**—હેવું તે શું થયું છે? હમણાં માબાપને મળી છે. હમણાં બીજી ત્હમારી શી ખામી છે?

**અશ્રુમતી**—તે હું કહી સકતી નથી, પરંતુ મન કોઇ કોઇ સમયે કહેવી એક જાતનું થાય છે, તે હું ત્હને સમઝાવી સકતી નથી.

**મલિના**—ઓ! હું ત્હારો રોગ સમઝી. હું ત્હારા કરતાં ઉમ્મરે મ્હોટી છું; ત્હારી હાલ જેટલી ઉમ્મર છે તેટલી જ્યહારે મ્હારી ઉમ્મર હતી ત્યહારે મ્હને પણ હેવું થતું હતું.

**અશ્રુમતી**—તે રોગ શો બ્હેન?

**મલિના**—એ રોગ શો તે તું બ્હેન જાણતી નથી? એ રોગનું નામ પ્રેમની ભુખ છે.

**અશ્રુમતી**—પ્રેમની ભુખ છો તે શું? મ્હારામાં તો કંઇ પ્રેમની ભુખ બુખ નથી. હું માને ચાહું છું, પિતાજીને ચાહું છું, ત્હને ચાહું છું, પેલા બુઢ્ઢા દાદાને ચાહું છુ, મ્હારા કાકાકઉવાને ચાહું છું.

**મલિના**—તે તું હાલ સમઝી સકવાની નથી. ત્હારા મનનો ભાવ હું ત્હારા કરતાં સારી રીતે સમઝું છું. માબાપના ઉપર પ્રીતિ કરવી, પક્ષીના ઉપર પ્રીતિ કરવી, રમકડાં ઉપર પ્રીતિ કરવી, તે નહિં; તે પ્રીતિ જૂદા પ્રકારની છે. બધાંના ઉપર પ્રીતિ કરવામાં આવે છે તોપણ મનનો એક ખૂણો વગર પ્રીતિનો રહે છે, તે ખૂણો મનનો માણુસ મલ્યાવગર પૂર્ણ થતો નથી.

**અશ્રુમતી**—મનનો માણુસ તે કહેવો હશે?

**મલિના**—મનનો માણુસ કહોને કહેવામાં આવેછે તે તું જાણુતી નથી? જે'ની સાથે વિવાહ કરવાની ઇચ્છા થાય છે તે મનનો માણુસ છે. તું જ્યહારે ભીલોની સાથે રહેતી હતી ત્યહારે શું તેઓમાં કોઇ લગ્ન જોયાં નહોતાં?

**અશ્રુમતી**—હા તે તો જોયાંછે. ત્હેને શું તું મનનો માણુસ કહે છે? મ્હારો તો કોઇ મનનો માણુસ નથી.

**મલિના**—તેથીજ ત્હારું મન કોઇ કોઇ વેળાએ હેતું થાય છે.

**અશ્રુમતિ**—શું ત્હારો કોઇ મનનો માણુસ છે?

**મલિના**—છે બ્હેન-પરંતુ, તે વાત બ્હેન—

**અશ્રુમતિ**—એ વાત કહેવામાં લજ્જા કેમ પામે છે?

**મલિના**—સખિ! હેમાં ત્હારી આગળ લજ્જા તે શી રાખવી? આ કહુંછું. સાંભલ્ય. બાળકાળમાં એક મ્હારો રમવાનો સાથી હતો. ત્યહારપછી મ્હોટો થયો. ત્હેની સાથે એક વેળા મ્હારાં લગ્ન થવાનાં હતાં. ત્હેનું નામ પૃથ્વીરાજ—તે જે'વો વીર છે ત્હેવોજ કવિ છે. ત્હારા જેટલી જ્યહારે મ્હારી ઉમ્મર હતી ત્યહારે ત્હારી પેઠે કોઇ કોઇ વખત મ્હારું મન ઉડતું ઉડતું લાગતું હતું. ત્યહારપછી મ્હોટી થયા પછી અનેક દિવસે જ્યહારે પૃથ્વીરાજને જોયો ત્યહારે ત્હેની મૂર્તિ કહેવી મનમાં બેઠી છે?

(ગરબી "ઓધવજી છે અલગી રે વાત એક પ્રીતતણી" એ ઢાળ.)

વશી મોહન મૂર્તિ રે આ હઇડે તે દિનની,
જ્યહારે બેસું એકાંતે રે નાચે તે સમીપ મનની.

કરું વિધ વિધ વાતો રે મનમાં તે છબિ સંગે,
કદી આદર દેતી રે, કદી ટોળ કરું રંગે;
કદી માનભરી હું રે રિસાઉં સંગે ત્હેની.
હેવી હેવી રમતમાં રે, કાળ ગાળું હું બ્હેની!

**અશ્રુમતી**—મ્હને તો હમણાં ઊંઘ આવે છે.

**મલિના**—(નાખુશીથી) ત્હારે ચાલો બ્હેન! સૂઇ જઇયે.

(બંને ગુફામાં જાય છે અને થોડીવાર પછી અશ્રુમતી પાછી આવે છે.)

**અશ્રુમતી**—ગુફામાં બહુ તાપ લાગે છે. હું બ્હાર્ય આ ખાટલા ઉપર સૂઉં છું.

(ખાટલા ઉપર સૂવે છે અને ઊંઘી જાય છે.)

(આસ્તે આસ્તે પગ મૂકતા ત્રણચાર સિપાઈ તથા ફરિદખાન આવે છે.)

**ફરિદ**—ચુપચુપ ત્હમે અહિંયાં ઊભા રહો. અહિંયાં કોઇ ઓરત સૂતી છે. સબુર કરો. જોઉં (પાસે જઇને સ્વગત) આટલા દિવસ પછી નસીબે મ્હારા ઉપર મ્હેરબાની કરી જણાય છે. આ તો રજપૂતાણીનો પોશાક છે. એ જરૂર પ્રતાપસિંહની કુંવરી હોવી જોઇયે. માનસિંહે જે કહ્યું હતું તે તો સાચું છે. હાવી પરી તો મ્હેં મ્હારી ઉંમરમાં કદી જોઇ નથી. આહા! ભવાં જાણે કોઇયે પીછીથી ચિતરેલાં હોય હેવાં છે; હરણના જેવી આંખ્યો ઊંઘના આવેશમાં જાણે ઢળી ગઇ છે? હોઠ ઉપર કહેવો એક મધુર હસવાની લકીર જણાય છે! ઘાસના ઉપર સૂતેલી છે; જાણે સરોવરની પીઠ ઉપર કમળ ફુલ ફૂટેલું દેખાય છે! હું નસીબદાર તો ખરો કે માનસિંહના કહેવા ઉપરથી આવ્યો. નહિં તો આ શિકાર મ્હારા નસીબમાં હોત નહિં. હમણાંજ ત્હેને લઇ જવી જોઇયે. હમણાં સુતેલી છે. આ ઊંઘતી વખતે ખાટલાની સાથે લઇ જવાનો સારો લાગ છે. જ્યહારે તે થોડી થોડી જાગશે ત્યહારે તરત રસ્તા ઉપરની એક જગ્યા ઉપર ખાટલો નીચે મૂકીશું, અને આપણી છાવણી તો ઘણી દૂર નથી. (પ્રકાશ) જુઓ, ત્હમો આ ખાટલાને લઇને આસ્તે આસ્તે ચાલો. ખૂબ હોંશિયારીની સાથે ખાટલો ઉઠાવજો, હેની ઊંઘ ન ભાગે—ખૂબ હોંશિયારી, ખૂબ હોશયારીથી.

(ચાર સિપાઈયો ખાટલામાં સૂતેલી અશ્રુમતિને લઈ જાય છે અને પછી ફરિદ જાય છે.)

(મલિના પ્રવેશ કરે છે.)

**મલિના**—(ગભરાઈને) ક્યાં ગઇ? અશ્રુમતી ક્યાં ગઇ? હમણાં હમે બંને સાથે સૂતાં હતાં એટલામાં ઉઠીને ક્યાં જતી રહી? ચારે તરફ

ત્હેને સોધી આવી પરંતુ કહિં પણ ત્હેનો પત્તો લાગતો નથી. રાજા આવશે, રાજમહિષી ઉઠશે. જ્યહારે મને પૂછશે કે અશ્રુ કયાં છે, ત્યહારે હું શો ઉત્તર આપીશ? તેઓ જાણે છે કે અશ્રુમતી મ્હારી પાસે સુવે છે, તેથી જરૂર ત્હેની વાત કહી સકીશ! શું થશે! હું કહેવી રીતે તેઓની આગળ મ્હો દેખાડીશ' મુસલમાનો તો વળી આવ્યા નથી? શું થશે? ચાલ્ય જે તરફ નજર પ્હોચે તે તરફ ત્હેને સોધવા જાઉં. તે નહિં મળે તો શી રીતે ત્હેનાં માબાપને મ્હો બતાવીશ?

( મલિના જાય છે. )

( રાજમહિષી પ્રવેશ કરે છે. )

**મહિષી**—અશ્રુમતી કયાં ગઇ? મલિના કયાં ગઇ? બે જણિયોમાંથી એકને પણ અહિંયાં હું જોતી નથી. મ્હારી છાતીમાં શુંનું શું થાય છે!—માથું ફરે છે—મુસલમાનો તો આવ્યા નથી? તેઓ આવ્યા હોત તો ગડબડ થાત—એટલી ગડબડથી તો મ્હારી આંખ્ય ઉઘડત નહિં? હવે ત્હેનો શો ઉપાય થઇ સકે? ત્હેને શું વાઘ લઇ ગયો હશે? બે જણિયોને શું લઇ જાય? ત્યહારે ત્હેમનું શું થયું હશે? ઘણી રાત્ય થઇ, હજી મહારાજ આવ્યા નહિં—તે બ્હાર્ય પ્હેરો કરવા ગયા છે અને આ તરફ ઘરમાં કહેવું સર્વ નાશ પામ્યું છે, તે તો જોતા નથી. હું હવે શું કરું? કેઇ તરફ જાઉં? આ કોના પગનો અવાજ સંભળાય છે? જાણે કોઇ આવે છે—નિશ્ચય તેઓ આવે છો જણાય છે કે કંઇ પણ ફરવા ગયા હશે; આ આવ્યા—એ કોણ? શબ્દ તો જાણે હવામાં મળી ગયો હોય તેમ હવે કંઇ અવાજ માલમ પડતો નથી? આ વળી શબ્દ આસ્તે આસ્તે પાસે આવતો જણાય છે—અહિંયાં તો કોઇને જોતી નથી. આ તો મહારાજ આવે છે. એમ જણાય છે કે અશ્રુમતીને રસ્તામાં ફરતી જોઇ હશે તેથી સાથે લાવ્યા છે. નિશ્ચય ત્હેવુંજ જણાય છે. બીજું તે શું હોઇ સકે; મહારાજને જોઇને ભરોંસો આવે છે.

( પ્રતાપસિંહ પ્રવેશ કરે છે. )

**મહિષી**—( વ્યગ્રભાવથી ) મહારાજ! મ્હારી અશ્રુમતી! મ્હારી અશ્રુમતી?—

**પ્રતાપસિંહ**—એ શું મહિષી? અશ્રુમતી તો મ્હારી સાથે આવી નથી.

**મહિષી**—મહારાજ! ત્યારે તો સર્વ નાશ પામ્યું—અશ્રુમતી નો કહિં પણ પત્તો લાગતો નથી. ત્હમે મ્હારી અશ્રુમતીને લાવી આપો. ચિતોડનો ઉદ્ધાર જવા દો મહારાજ! પ્હેલાં મ્હારી અશ્રુને આણી આપો.

**પ્રતાપસિંહ**—શું ચારે બાજુએ ત્હેની સોધ કરી છે?

**મહિષી**—હેં મહારાજ! ચારે બાજુએ સોધ કરી પરંતુ કહિં પણ તે જડતી નથી.

**પ્રતાપસિંહ**—વાઘની બોડમાંથી વાઘના બચ્ચાને લઇ જવાની કોણ હિમ્મત કરે? આ હું ત્હેની સોધમાં જાઉં છું. મહિષી! અતિ અશુભલગ્નમાં અશ્રુમતીનો જન્મ થયો હતો. અશ્રુમતીને વાસ્તે મ્હેં ત્હમને કહ્યું છે કે આપણે અનેક અશ્રુપાત કરવા પડશે. હવે હાવી જગ્યા ઉપર રહેવું કામનું નથી. જો અશ્રુમતી મળી તો ઠીક છે, નહિં તે આ પર્વતમય પ્રદેશ છોડીને મેવાડને સંપૂર્ણ રીતે મરુભૂમિના જેવી કરીને સિંધુ નદીની વચમાં સંગીદવની પુરાતન રાજધાનીમાં જઇને રહીશું—રસવિનાની મરુ ભૂમિમાં મુસલમાનોને કહેવો રસ મળશે તે જોઇશ.

(બંને જાય છે.)

---

# પ્રવેશ ૨ જો.

:o:

## સ્થળ—સેલિમની છાવણી.

(ફરીદના ઘરમાં ખાટલા ઉપર અશ્રુમતી ઉંઘતી સુતેલી છે.)

**ફરિદ**—આ જુઓ મહારાજ મ્હારો શિકાર; શિકાર ઠીક થયોછે કે નહિં તે આપ કહી સકશો. પરંતુ હાના કરતાં સારો શિકાર કોની જાળમાં પડી સકશે તે મ્હારા માન્યામાં આવતું નથી.

**માનસિંહ**—(સુતેલી અશ્રુમતીની આગળ જઇને જુવે છે.) હા, ઠીક થયું છે. આ પ્રતાપસિંહની કન્યા છે; મ્હે ત્હેને બાલ્યાવસ્થામાં જોઇ હતી, પરંતુ તે હમણાં પણ બરોબર ઓળખાય છે. ફરિદ! આ કન્યા-રત્નને લઇને હવે સુખથી ઘર માંડય. ત્હારી મ્હેનતનું આ ઇનામ છે.

ફરિદ—આપનું ઇનામ સિરપર ચઢાવું છું. મ્હારા ઉપર આપની જે'વી જોઇયે તે'વી મ્હેરબાની છે.

માનસિંહ—પરંતુ જોજો રીતસર લગ્ન કરવું પડશે.

ફરિદ—તે તો કરીશજ. શું મહારાજ! નહિં કરું? હાવી છો કરીની સાથે હજારો વખત શાદી કરીશ. એટલુંજ નહિં પણ મ્હાર-સસરાને પણ ઇજન મોકલીશ. ત્હેના હાઠમાં કમી રાખીશ નહિં.

માનસિંહ—હું પણ ત્હેવું ચાંહુ છું. (સ્વગત) 'જે'ણે પોતાની બ્હેનને તુર્કના હાથમાં અર્પણ કરી છે, ત્હેના ખાવાની જગ્યા ઉપર સૂર્યવંશી રાણો હાજર થઇ સકતો નથી." આ વખત શું થાય છે તે હવે જોવાનું છે.

(માનસિંહ જાય છે.)

ફરિદ—(સ્વગત) કેટલી ઉંઘશે? હવે ઉઠાડું. હવે સવાર થ-વાને વાર નથી. નહિં, તે પ્હેલાં હું થોડો ભભકો કરું. આ ચ્હેરામાં કંઇ ભભકો કરવાની દરકાર નથી. તો પણ ઓરતનું મન ભુલાવવા વાસ્તે થોડો ભભકો કરું. મૂછમાં થોડું અત્તર લગાડું. (એક અત્તર-દાનીમાંથી અત્તર લગાડે છે.) વાળ અને દાઢી ધોઇને સાફ કરું. મ્હારી દાઢી જોઇને બ્હીશે નહિં? તે એક વિચારવાની વાત છે. આ તાજ ટોપી કંઇક ટેડી મૂકીને પ્હેરી જોઉં. આયનામાં હમણાં કહેવી સુરત દેખાય છે?

(આરશીમાં નાના પ્રકારની ચેષ્ટા કરી પોતાનું મ્હોં જુવે છે.)

વાહ! ખૂબ દેખાય છે! પોતાના રૂપપર પોતે ફિદા થઇ જાઉં છું.—આટલા દિન પછી હું સંસારી થયો! સઘળી જીંદગી લઢાઇમાં ગુમાવી. હવે થોડો એશ કરવો જોઇયે. આ તો કંઇ ગરીબની છોકરી નથી. એ રાણાની છોકરી છે. એને સારા ઘરમાં રાખવી જોઇશે. પરંતુ ક્યહાંથી એટલા રૂપિયા આવશે? શાહજાદા સેલિમની દોલત હમેશાં કાયમ રહો. તે મ્હને ઘણો ચ્હાય છે, મ્હારા ઉપર ભરૂંસો રાખે છે. ત્હેના ઉપર ઝપાટો મરાય તો રૂપિયા ઘણા મળે. એ તો બધું થયું. મ્હારા છોકરાનું નામ શું રાખીશ? ત્હેના નસીબમાં જો ચિતોડની ગાદી મળે તો એક મ્હોટું નામ જોઇને રાખવામાં આવે (વિચાર કરીને) કેમ હુસનખાંન?—છેહ, એ તો જૂનું નામ. વારું ઝુબરદસ્તખાંન? આ ખબ નામ થયું છે—હવે પાસુ ફેરવે છે! હવે જાગેલી જણાય છે

મ્હારી છાતી ધબકે છે—રાણાની છોકરીને શું કહીને બોલાવું? પ્યારી છેહ છેહ છેહ; પરી? છેહ, એ બધાં જે'વા ત્હેવા લોકોને બોલાવવાનાં નામ. જિગરના માણેક, ગોહર, પન્ના, જવાહિર, આ બધાં કહીને રાજા રજવાડાની છોકરિયોને બોલાવવી જોઇયે—આસ્તે આસ્તે ઉઠે છે.

(અશ્રુમતી ઊંઘમાંથી જાગે.)

**અશ્રુમતી**—(ઊંઘતી આંખે) ઓ! કહેવું ભયાનક ચોરનું સ્વપ્નું જોયું? જાણે મ્હને પકડીને લઇ જાય છે. આ ઊંઘમાંથી ઉઠીને બચી. મલિના ક્યાં છે? (સારી પેઠે આંખ્ય ઉઘાડીને) આ શું? ક્યહાં આવી છું? આ તો હમારો પર્વત નહોય! મા–મા—મલિના! મલિના! હું ક્યાં આવી છું? આ શું થયું? હું શું સ્વપ્નું જોઉં છું? ના સ્વપ્નું તો નથી; મા ક્યાં છે? કોઇ અહિંયાં જણાતું નથી. ક્યહાં આવી! હા! આ શું? (ખાટલા ઉપરથી ઉઠીને) આ કોણ જણાય છે? સત્ય ચોર છે કે શું? કહેવું ભયાનક? ઓ મા રે? (દોડીને ઘરના એક ખુણામાં ભરાઇ જાય છે.)

**ફરિદ**—ડર નહિં મ્હારા જાન—ત્હમે મ્હારા જિગરનું માણેક-ગોહર-જવાહિર—પન્નુ—સર્વ છો—

**અશ્રુમતી**—(મ્હોટેથી પોકારીને) ઓ મા રે? મ્હારી રક્ષા કરય-મ્હને બચાવ.

(સેલિમ પ્રવેશ કરે છે.)

**સેલિમ**—સ્ત્રીનો પોકાર સંભળાય છે. કોણ હાવી વખતે સ્ત્રીના ઉપર જુલમ ગુજારતો હશે? આ એક પરમ સુંદર બાલિકા દેખાયછે.

**અશ્રુમતી**—(સેલિમની આગળ આવીને) ત્હમે કોણ છો? મ્હને આ ચોરના હાથમાંથી બચાવો.

**સેલિમ**—(તરવાર મ્યાનમાંથી કાઢીને) ત્હમારે હવે ભયભીત થવાનું કારણ નથી. ત્હમે નિશ્ચિંત થાઓ. તું ફરિદ? તું! તું આ અસહાય બાલિકાના ઉપર જુલમ કરવામાં પ્રવૃત્ત થયો હતો? ક્યહાંથી એને લાવ્યો છે, બોલ્ય, જવાબ દેતો નથી?—

**ફરિદ**—હુકમ હજુર—મ્હારો કંઇ ગુન્હો નથી—માનસિંહે મને હુકમ કર્યો તેથી હું લાવ્યો છું. એટલુંજ નહિં પણ ત્હેના કહેવા ઉપરથી-

**સેલિમ**—જા મ્હારું નામ દઇને તું માનસિંહને હમણાં ને હમણાં બોલાવી લાવ્ય.

ફરિદ—આપનો હુકમ હજુર. (સ્વગત) ગરીબની દોલત ઉપર જ્યહારે પાકદામાનની નજર પડી ત્યહારે મ્હારા જબરદસ્તખાનની દશા માઠી જાણી લેવી.

(ફરિદ જાય છે.)

**સેલિમ**—(અશ્રુમતીની પ્રતિ) ત્હમે હવે ગભરાશો નહિં. અહિંયાં બેસો. હવે કંઇ ભય નથી,

**અશ્રુમતી**—ત્હમે શું બેસશો નહિં? ત્હમે પાસે રહેશો તો મ્હને કોઇ કાંઇ કહી સકશે નહિં. ત્હમને એ ભય કરે છે.

**સેલિમ**—સારું. હું પણ બેસું છું. ત્હમને હવે કોઇનો ભય નથી.

(ફરિદ પ્રવેશ કરે છે.)

**સેલિમ**—અરે માનસિંહ ક્યહાં છે?

**ફરિદ**—હજુર, તે હમણાં આવે છે. (સ્વગત) પાકદામાન મ્હારી જગા ખૂબ જીતીને બેઠા છે. હવે મ્હારી નોકરી જશે. એ જણાની નજર ઘણી સારી જણાતી નથી—ડોળ સારાં જણાતાં નથી. ઘણી ખરાબ રીત્ય માલમ પડે છે. મ્હારું બદન થર થર થાય છે. હું આટલી મ્હેનત કરીને લાવ્યો, ને આ બે મળી ગયા.

(માનસિંહ પ્રવેશ કરે છે.)

**સેલિમ**—(ઉઠીને) મહારાજ માનસિંહ! આ તે શો વ્યાપાર છે? આ બાલિકાને અહિંયાં કોણ લાવ્યું? વીર પુરુષ થઇને અબલાના ઉપર જુલમ? ફરિદ કહે છે ત્હમારી આજ્ઞાથી સર્વ કારસ્તાન થયાં છે.

**માનસિંહ**—શાહજાદા ગુસ્તાગી માફ કરો. આપની ઉમ્મર ન્હાની છે. તેથી આપ બરાબર વાત ન જાણતાં એકદમ ક્રોધ જણાવો છો, એ વયનો ધર્મ છે. આપને ત્હેને વાસ્તે દોષ આપતો નથી મ્હારું મૂલ્ય આપ કહેવી રીતે જાણશો? બાદશાહ મ્હારી મર્યાદા જાણે છે. રાજ સરકારમા સર્વ કામ કરું છું હેવું કામ બીજું કોણ કરે છે તે કહો જોઇયે? બાદશાહ અકબારશાહે ખુલ્લા દિલશી એમ કહ્યું છે કે ત્હમારા બાહુબળથીજ મ્હેં અડધું રાજ્ય જીત્યું છે.

**સેલિમ**—મહારાજ માનસિંહ! હું આપની અમર્યાદા કરતે નથી; આપ રાજ સરકારમાં એક પરમ હિતકારી વિશ્વાસુ મિત્ર છો તે હું ઉત્તમ પ્રકારે જાણું છું; તે વાત વિષે હું કહેતો નથી. હું

જાણવા માગું છું કે આ સર્વ વ્યાપારનો અર્થ શો છે.? આ અબળા કુમારીને બળજોરીથી કોણ અહિં લાવ્યું?

**માનસિંહ**—શાહાજાદા! આપ એ સર્વ વ્યાપારનો અર્થ જાણવા માગો છો? આ સાંભળો એ છે મેવાડના રાણા પ્રતાપસિંહની કુવરી. રાણાને બંદી કરી સકાતો નથી, તેથી આને બંદીવાન કરીને આણી છે.

**સેલિમ**—શું વીરશ્રેષ્ઠ મહારાજ પ્રતાપસિંહની કુંવરી? હાલ ત્હેને માનની સાથે ત્હેની કને મોકલી દ્યો. અબલાના ઉપર જુલમ કરવો તેમાં કંઇ વીરત્વ નથી.

**અશ્રુમતી**—ના હું એઓની સાથે જઇશ નહિં. એઓ ચોર છે.

**માનસિંહ**—શું શાહજાદા? બાદશાહના હુકમથી ઉલટું આ પિતૃઆજ્ઞાથી વિરુદ્ધમાં આપનો હુકમ હમને તામિલ કરવાનું કહેછે?

**સેલિમ**—શું બાદશાહનો હાવો હુકમ છે?

**માનસિંહ**—હા શાહજાદા.

**સેલિમ**—જો એમનો હેવો હુકમ હોય તો હું ત્હેનાથી ઉલટો થવાં ચ્હાતો નથી. સારું ત્યહારે હું ત્હેનો રક્ષણાવેક્ષણનો ભાર જાતે લઉ છું. એ બંદીભાવથી દુઃખ ન પામે તેમ મ્હારે કરવું પડશે. એમાં તો બાદશાહને કંઇ બાધ નહિં હોય?

**માનસિંહ**—એમાં તો કંઇ બાધ જોતો નથી. કેમ ફરિદ?

**ફરિદ**—ત્હેમાં શો શક (સ્વગત) ઘણી હરકત છે, શી હરકત નહિં? (પ્રકાશ) ખુદ શાહજાદા જો કેદખાનામાં પ્હેરેગેર થાય તો ત્હેનાથી બીજો સારો પ્હેરેગેર કોણ થઇ સકે? (સ્વગત) જે રક્ષક થાયછે તેજ ભક્ષક ન થાય તો હું બચીશ.

**સેલિમ**—આવો બાળા! ત્હમે મ્હારી સાથે આવો. ત્હમને કંઇ ભય નથી ત્હમને શો હવે ભય થાય છે?

**અશ્રુમતી**—અહિંયાં હું ક્યાં છું? મ્હને મ્હારા માબાપની પાસે લઇ જાઓ. ત્હમે સાથે આવશો તો મ્હને ભય લાગશે નહિ.

**સેલિમ**—(માનસિંહના પ્રતિ) હું પોતે જઇને એને રહેવાનો બંદોબસ્ત કરું છું. ત્હમે નિશ્ચિંત રહો.

(અશ્રુમતીને લઇને સેલિમ જાય છે.)

ફરિદ—(સ્વગત) મરી જાઉં બીજું શું? આપણને શું બેફિ-કર કરી ગયો? આપણી ખાએશ પૂરી કરી ગયો. બીજું શું કરી ગયો?

**માનસિંહ**—તું તો ફરિદ એકીવારે કપાળ ઉપર હાથ મૂકીને બેઠો?

ફરિદ—મહારાજ! કપાળ ઉપર હાથ ન મૂકું તો શું કરું?

**માનસિંહ**—તું એટલામાં નિરાશ થાય છે કે શું? છેલ્લી વારે જોજે એ રત્ન ત્હારુંજ થશે. હમણાં સારી રીતે પોષણ થશે ત્યહારે મળશે. પછી ત્હને પોષવાનું કષ્ટ ભોગવવું પડશે નહિં. સમઝયો કે ફારેદ?

ફરિદ—(ઉઠીને ક્રોધવાળો થઇને જવાને તૈયાર થાયછે.) સારી રીતે સમઝયો મહારાજ! કંઇ મને કહેવું નહિં પડે. સારી રીતે સમ-ઝયો છું—ખૂબ સમઝયો છું.

**માનસિંહ**—અરે ક્યહાં જાય છે? વાત સાંભળ્ય. એકદમ ગુસ્સે થઇને ક્યહાં જાય છે?

ફરિદ—જવા દ્યો મહારાજ! આપની વાતથી સારા લોક રહી સકતા નથી. જેઓ આપના ભરોંસા ઉપર રહે છે ત્હેના જેવા બેવકુફ દુનિયામાં કોઇ નથી.

(ઝપાટાથી જાયછે.)

**માનસિંહ**—(સ્વગત) મ્હારો જે વિચાર હતો તે પાર પડશે કે નહિં ત્હેમાં સંદેહ જણાય છે.—ફરિદની સાથે જો વિવાહ બની સકે તો મ્હારી ઇચ્છા પાર થઇ. પરંતુ તે પણ જો ન થાય અને શાહજાદા સેલિ-મની સાથે વિવાહ થાય તો પણ મ્હારી મનઃકામના પૂર્ણ થશે. શાહ-જાદાએ પોતે રક્ષણાવેક્ષણનો બોજો લીધો છે તે ઉત્તમજ થયું છે. કૃપાજ પ્રેમનું પૂર્વ સૂત્ર કહેવાય છે. જો હેવો બનાવ કરી સકું તો પ્રતાપ! મ્હેં ત્હારો ગર્વ તોડયો.—"જેણે તુર્કના હાથમાં પોતાની બ્હેન અર્પણ કરી ત્હેની ખાવાની જગ્યાપર સૂર્યવંશી મેવાડનો રાણો બેરી સકે નહિં" ખરું?

(માનસિંહ જાય છે.)

## દ્વિતીયાંક સમાપ્ત.

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—મેવાડના એકાંત ભાગમાં એક વન ‌‌ત્હેમાં ભગવતીનું મંદિર.

(બે બાળકને સાથે લઈને પ્રતાપસિંહ અને રાજમહિષી પ્રવેશ કરેછે.)

**પ્રતાપસિંહ**—(સ્વગત) જન્મ ભૂમી ચિતોડ ત્હને આયુષ્ય સુધી વિદાય કરું છું. ત્હારા આ અયોગ્ય સંતાનની તરફથી હવે કંઇ પણ આશા કરીશ નહિં. થોડીવાર પછી ત્હારો આ ઉન્નત જયસ્તંભ મ્હારી આંખ્યથી દૂર થશે. હાલ હું તે બરાબર જોઇ સકતો નથી. હું ત્હારો સંતાન છું. મ્હારાથી ત્હારો કંઇ ઉપકાર થનાર નથી. (જોઇને) હાય! આ સર્વ સ્થાનમાં પ્હેલાં લોકાલય હતાં, ગીત વાદ્ય ઉત્સવથી આ સ્થાન પૂર્ણ હતાં. કેટલાંક હસતાં અનાજનાં ખેતરો અહિંયાં પસરેલાં હતાં. હાલ અહિંયાં ક્હેવું ભયાનક જંગલ દેખાય છે. મધ્યાન્હે પણ જાણે અમાસની મધ્ય રાતના પ્રમાણે ગંભીર નિસ્તબ્ધ જણાય છે. મ્હારા પાપી હાથથી આ હાસ્યમય પ્રદેશ સ્મશાનરૂપ થયો છે.

**મહિષી**—મહારાજ! હવે કેટલું ચાલવું પડશે. હું તો હવે ચાલતાં ચાલતાં થાકી છું, હું હવે ચાલી સકતી નથી. સિંધુ નદી તો હજી દૂર હોવી જોઇયે.

**પ્રતાપસિંહ**—આ મંદિરનાં પગથિયાં ઉપર બેસીને થોડો વિશ્રામ કરિયે.

**મહિષી**—આવો બેટા આપણે અહિંયાં બેસિયે.

**પ્રતાપસિંહ**—હાય દુર્જય કાલ આ મંદિરના ઉપર આધિપત્ય વિસ્તારવાને કેટલો જુલમ કરે છે. વરસાદના ઝપાટા, તડકો, ત્હેના માથા ઉપરથી ચાલ્યા ગયા છે. પીપળો પોતાના મૂળ અંદર બ્હાર ફેલાવે છે. કહેવા નિષ્ઠુરરૂપથી હેને ઘેરી લીધું છે. તોપણ પોતાની ભિંત ઉપર ઉન્નત મસ્તકથી ઉભું છે. મ્હારા ઉપર અદ્રષ્ટના ગમે એટલા જુલમ થાય, મ્હારા શરીરની પ્રત્યેક નસમાં દુઃખનું મૂળ પ્રસરે તોપણ મ્હારું ઉન્નત મસ્તક મુસલમાનની આગળ કદી નમશે નહિં.

**મહિષી**—મહારાજ! આપણે હાવી દુર્દશા ક્યહાં સુધી ભોગવીશું? અકબરે સલાહ કરવા વાસ્તે જે દૂત મોકલ્યો હતો ત્હેનું શું થયું?

**પ્રતાપસિંહ**—સલાહ એ શું છે? મહિષી એ વાત મ્હો ઉપર લાવશો નહિં. સલાહ ત્હેનો અર્થ મુસલમાનનું બંધીખાનું છે. હે મા ભગવતી! ત્હેવી દુર્દશા હમારી ન થાય. આવો આપણે પિતા પુત્ર સ્ત્રી સર્વે મળીને ભગવતીને ચરણે પ્રાર્થના કરિયે. હાથ જોડીને, આવો આપણે હૃદયની સાથે ત્હેને બોલાવિયે. તે દુર્ગા દુર્ગતિનાશિની છે. અવશ્ય આપણી દુર્ગતિ દૂર કરશે.

(સર્વે એક સ્વરથી ભગવતિની સ્તુતિ ગાય છે.)

(ધોલ.)

વિશ્વજનની! તું અગતિ તણી ગતિ,
આવી ત્હારી સમીપ ઓ ભગવતિ!
સત્કારે કરિયે પોકાર,
પિતા પુત્ર દાર—જય જય જગ માવડી.
નથી કાંઇ ઉપાય રહ્યો હવાં,
થયાં લુપ્ત ધન, રાજ્ય, સુખ નવનવાં,
આપ્ય શરણ ચરણ તવ માત!
જોડે ભક્ત હાથ—વિનંતિ છે આવડી.
જગદંબ! થઈ તુજ દાસ હું,
મર્ત્યમાનવભયથી તે પાસ હું,
કોઇ દિન શું નમાવું શીર?
નહિં, નહિં, હું છું વીર,—મા હો હેવી દુર્મતિ,
ભલું એ થકી ભટકવું વનવને.
ફરતો ફરું મરુભૂમિમાં નિર્જને,
રહી અન્ન વિના દિન નિશ,
ભલે હું મરીશ—સહું નવ અવનતિ.
કદી આપો સુદિન હેવો માય જો,
હીનબલ તુજ બાળ, તું સ્હાયતો,
ફરી નિરખું ચિતોડ ગઢરાજ;
બનું ફરી આજ—ચિતોડ અધિપતિ.

(કેટલુંક રજપૂત સૈન્ય લઈને મંત્રી ભામશા વનમાં પ્રવેશ કરેછે.)

**ભામશા**—જુઓ રજપૂતો આ તરફ ગીતનો અવાજ આવે છે; આ અવાજ બંધ થયો.

**સૈન્ય**—હા મંત્રિવર! હમે પણ સાંભળ્યો છે.

**ભામશા**—ચાલો આપણે તે તરફ જઇયે.

(મંદિરની પાસે આવે છે.)

**પ્રતાપસિંહ**—

કદી આપો સુદિન હેવો માયજી
હીનબલ તુજ બાળ, તું વ્હાલતો,
ફરી નિરખું ચિતોડ ગઢરાજ;
બનું ફરી આજ—ચિતોડ અધિપતિ.

**ભામશા**—શું! "બનું ફરી આજ ચિતોડ અધિપતિ" રજપૂતો અહિંયાં નિશ્ચય આપણો મહારાજ છે ત્હમારા સાંભળવામાં આવ્યું કે?

**સૈન્ય**—હા મંત્રિવર હમે સાંભળ્યું છે—ચાલો એ તરફ જઇયે જલદી જાઓ મહારાજ પ્રતાપસિંહનો જય મેવાડનો જય!

**પ્રતાપસિંહ**—(પ્રણામ કરીને ઉઠે છે.) શું આ ભીષણ અરણ્યમાં રજપૂતોનો જયધ્વનિં જણાય છે! મ્હારી પાસે સૈન્ય સામંતો નથી હું હાલ અસહાય નિરાશ્રય રસ્તાનો પ્રવાસી છું—હું તો હવે તે મેવાડનો રાણો નથી ક્યહાંથી આ જયધ્વનિ સંભળાય છે?

**સૈન્ય**—જય પ્રતાપસિંહનો જય!

**પ્રતાપસિંહ**—(પછવાડે નજર કરીને આશ્ચર્ય થાયછે) આ શું? આ શું? સૈન્ય સામંતની સાથે મંત્રિવર દેખાય છે.

**સૈન્ય**—મહારાણાનો જય થાઓ.

**પ્રતાપસિંહ**—મંત્રિવર! ત્હમે આ સૈન્ય સામંત લઇને ક્યહાંથી આવો છો.

(બંને ભેટેછે.)

**ભામશા**—મ્હેં કોઇ વિશ્વાસુ મનુષ્યને મ્હોથી જાણ્યું કે મહારાજ નિરાશ થઇને કુટુંબ સાથે મેવાડ પરિત્યાગ કરીને મરુભૂમી ભણી જાય છે. તે વાસ્તે હમે મહારાજને સોધવા નિકલ્યા છિયે. હમારો પ્રાણ હોય ત્હાં સુધી આપને દેશ ત્યાગી થતા કદી જોઇ

શકિયે નહિં. હમે આ કેટલાક જણ મહારાજના ચિરઅનુગત સેવક અને દાસ છિયે. આ સમય જો હમે મહારાજને કોઇ પ્રકારનાં કામમાં આવિયે તો હમારા જીવતનું સાર્થકય થયું હેવું હમે સમઝિયે છિયે.

**પ્રાતપસિંહ**—મંત્રિવર! વંશપરંપરાથી ત્હમો હમારા હિતૈષી બંધુ છો, તે હું સારી પેઠે જાણું છું. ત્હમારામાં કાંઇ પણ ખામી નથી, પરંતુ આટલું સૈન્ય લઇને ત્હમે મેવાડનો ઉદ્ધાર કરશો? ત્હમે તો જાણો છો મંત્રિવર! હું હમણાં ધન વિનાનો રસ્તા ઉપરનો ભિખારી થયો છું. મ્હારું ધનાગાર શુન્ય છે. સૈન્ય સંગ્રહ કરવાને માટે મ્હારી પાસે કંઇ પણ ધન નથી.

**ભામશા**—મહારાજ! ધનની શું કમી છે. આ લ્યો મ્હારું ધન યત્કિંચિત્ સર્વસ્વ આપના ચરણમાં સમર્પણ કરું છું. આટલા ધનથી બાર વર્ષ સુધી પચીશ હજાર મનુષ્યનું ભરણ પોષણ થઇ સકશે.

**પ્રતાપસિંહ**—શું મંત્રિવર! ત્હમારું કષ્ટનું કમાયલું ધન અનાયાસથી મ્હારા હાથમાં સમર્પણ કર્યું.

**ભામશા**—મહારાજ! હેમાં શું કષ્ટ? આપનું ધન આપનેજ આપ્યું. દેશનું ધન દેશનેજ આપ્યું.

**પ્રતાપસિંહ**—ભગવતીને જે સ્તવ કર્યું હતું ત્હેની આશાનુ જલદીથી ફલ મલ્યું. મંત્રિવર! મ્હારી આ કૃતજ્ઞતા ક્યહાં રાખુ કંઠ સુકાય છે. શું કરીને હું આ કૃતજ્ઞતાનો પ્રકાશ કરું? આ સુકાં નેત્રના આંસુનો ઉપહાર લ્યો. બીજું શું આપું?' મંત્રિવર! ત્હૃદયની સાથે ત્હમને એકવાર આલિંગન કરું.

(એક સૈનિક પ્રવેશ કરેછે.)

**એક સૈનિક**—મહારાજનો જય થાઓ. વિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજે આપને એક પત્ર મોકલ્યો છે, તે આ લ્યો.

**પ્રતાપસિંહ**—વાંચો મંત્રિવર.

**ભામશા**—(પત્ર વાંચે છે.)

(લાવણી)

હિંદુ જનોની હિંદુ જનો પર આશ નિરંતર વાસ કરે
તદપિ તજી તે સહુ તે રાણો પ્રતાપ વનવન ન્હાશિ ફરે;
રુડાં ભાગ્ય જે પ્રતાપ ટકિયો, નહિં તો અકબર આ ક્ષણમાં
કરત સર્વને એક સભાના એક કોટિ એકજ ગણમાં.

રાજવંશિ રજપૂત જનોએ શૂરાતન નિજ ખોઇ દિધું,
સતીત્વગૌરવ રજપુતાણિયે છાંડિ અધમ પદઅંગ લિધું
ક્ષત્રિબજારે સોદાગર અકબર સહુને ખરિદી અટક્યો,
એક ઉદય સુત નવ લેવાયો, જે'નું મૂલ્ય નવ આપિ સક્યો
નવરોઝા દિન કાજ લાજ નિજ માન સત્ય રજપૂત કિયો
તજે કહો ? તોય અનેકે જો તેહ તણો વિક્રય કરિયો.
ક્ષત્રિ તણું ધન શ્રેષ્ઠ જેહ તે સર્વે વેચિ દિધું હાવાં,
ચિતોડ શું આ પણ્યસ્થલમાં કહો આવશે વેચાવા ?
ગુમાવિ દીધું પ્રતાપ રાણે યદપિ સકળ ધન પોતાનું,
તોય અમોલું એક અકથ ધન સાંચિ રહ્યો એતો છાનું.
કૈક નિરાશાના માર્યો આ બજાર અનુભવિયા આવી
માનહાનિ નિજ; તેથિ જાસ નિજ હમિર વંશિયેજ બચાવી;
પુછે વિશ્વજન "કિયું ગુપ્ત બળ પ્રતાપને રાખે ધારી ?"
બિજું કિયું વળિ ? શૂરાતનનું તેજ અને નિજ તરવારિ ?
તેજ શુરાતન તેજ થકીને તે તરવારે આજ લગી
ક્ષત્રિતણું અભિમાન રાખિયું પ્રતાપ રાણે રજ ન ડગી
એક દિવસ આ મનુષ તણા સોદાગરનું આવી બનશે,
ટકે ન ચિરએ, પછી ક્ષત્રિગણ પ્રતાપ કેરિ સમીપ જશે.
"ઉઝડ ભૂમિ આ હમારિ ત્હેમાં ક્ષત્રિબીજ રોપો" કહેશે,
સર્વ જનો મનુ આશ ધરે જે પ્રતાપબીજ રાખી ર્‌હેશે,
જેથિ કરીને એકવેળ ફરિ એહ ક્ષત્રિનાબીજ તણી.
નિર્મળતા કંઇ ઝલક અમળ ધરિ જ્વલંત ર્‌હેશે દિવ્ય બણી,

**પ્રતાપસિંહ**—દેવીની કૃપાનો આજે પગલે પગલે અનુભવ કરુ છું. હું અસહાય હતો, ત્હેને સહાય આપ્યો, પૈસા નહોતા તે પૂર્ણ થયા હૃદય મરવા પડેલું હતું તે પાછું આ કવિતાથી જીવન પામ્યું. હવે ચાલો વીરો ચાલો.

**સૈન્ય** (પોકાર કરીને) જય મેવાડનો જય જય ચિતોડનો જય.

**પ્રતાપસિંહ**—મંત્રિવર પ્હેલી કહી જગ્યા ઉપર હુમલો કરીશું ?

**ભામશા**—દેવૈરમાં શાબાજ ખાન છાવણી કરીને બેહોછે તે પ્હેલાં લેવામાં આવેતો ઠીક.

**પ્રતાપસિંહ**—ચાલો ત્હારે ત્હાંજ જઇયે.

**સૈન્ય**—(જવામાંડેછે) જય મહારાજનો જય પ્રતાપસિંહનો જય.

**પ્રતાપસિંહ**—રજપૂતો મ્હારા જયનો અવાજ કેમ કરોછો? ભગવતીના જયનો પોકાર કરો આ સર્વ ત્હેના આશિર્વાદનું ફલ છે.

**સૈન્ય**—જય ભગવતીનો જય ગૌરીનો જય.

(સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

——:o:——

### સ્થલ—સેલિમની છાવણી.

(અશ્રુમતી અને મલિના બેઠાંછે.)

**મલિના**—સારા ભાગ્યે સુલતાને ત્હારી પાસે મ્હને રાખી નહિંતો વળી એકલી ક્યહાં ફરતી ફરત? ક્યહાં રહેત? કેટલો રસ્તો ચાલતી ચાલતી કેટલું કષ્ટ સહન કરતી આવી, ત્યહારે ત્હારો પત્તો મળ્યો. તે ભગવાન જાણે છે, હું જ્યહારે ત્હને સોધવાને નિકળી હતી ત્યહારે હું ગભરાતી હતી એટલો રસ્તો એકલો કેમ કપાશે.

**અશ્રુમતી**—સુલતાન સેલિમ મ્હારી કોઇ વાત અગ્રાહ્ય કરતો નથી. હું જેથી સુખમાં રહું ત્હેવો તે પ્રયત્ન કરે છે, મ્હેં ત્હેને કહેતાંજ જો ત્હેણે મ્હારી પાસે ત્હને રાખી છે.

**મલિના**—તે તો જોઉંછું. પરંતુ બ્હેન, ત્હારી વાતચીતથી જણાય છે કે સુલતાનના ઉપર ત્હારી ખુબ પ્રીતિ થઇછે. ત્હેની વાત કરતાંજ તું એકદમ રસાર્દ્ર થાય છે.

**અશ્રુમતી**—તે બ્હેન, મ્હારી એટલી સંભાળ લેછે કે મ્હારી ત્હેના ઉપર થોડીક પ્રીતિ થયા વિના રહેતી નથી.

**મલિના**—બ્હેન! તે આપણો શત્રુ છે, તે તો ત્હને બંદી કરી લાવ્યો છે.

**અશ્રુમતી**—શું તે શત્રુ છે? તું શું કહે છે? બ્હેન! ત્હેણે મ્હારી ચોરોના હાથમાંથી રક્ષા કરી છે. શું તે શત્રુ છે? ત્હેણે તેઓને કેટલા ધમકાવ્યા છે? એટલુંજ નહિં પણ પિતાજીની પાસે લઇ જવાનું પણ કહ્યું હતું. હું ઉલટી તેઓની સાથે જવાને રાજી થઇ નહિં. એ શું બ્હેન શત્રુતાનું કામ કે?

**મલિના**—બ્હેન ! તું આટલા દિવસ ભીલોમાં હતી. મુસલમાન કોણ છે, રજપૂત કોણ છે? તે તું જાણતી નથી, તું મુસલમાનનું છલ-કૌશલ શું સમજે? જેને તું રક્ષણ કર્ત્તા જાણે છે, તેજ ચોરોનો સરદાર છે, તે તું જાણતી નથી?

**અશ્રુમતી**—બ્હેન મલિના, બ્હેન મલિના, શા વાસ્તે મ્હને કષ્ટ આપે છે, હેને જો શત્રુ કહે તો હેવો શત્રુ મ્હને જન્મોજન્મ—

**મલિના**—એ શું બ્હેન ! ત્હારી આંખ્યમાં તો આંસુ આવ્યાં? નહિં બ્હેન હું હવે એ વાત બોલીશ નહિં.

**અશ્રુમતી**—બ્હેન મલિના ! મ્હેં કેટલી આશા રાખી હતી કે ત્હારી સાથે મોલાકાત થાય તો મ્હારા મનની છુપી વાત ત્હને કહીને કેટલો આરામ પામું, અને તું સાંભળીને કેટલી ખુશ થઇશ. ખરે, સુલતાન સેલિમનો વિચાર કરતાં મ્હને જેવી ખુશી થાય છે ત્હેવી ખુશી મ્હને બીજા કોઇથી થતી નથી. હા બ્હેન મલિના ! ત્હેં જે મનના માણસની વાત મ્હને કહી હતી, તે મનનો માણસ એટલા દિવસ પછી હું પામી છું એ વાત ત્હને કહેવાને માટે હું કેટલી આતુર થઇ હતી! તો બ્હેન અંતે શું આમજ થયું ?

**મલિના**—(સ્વગત) આ ઘણો વિષમ વ્યાપાર થઇ પડ્યો. (પ્રકાશ) નહિં બ્હેન મ્હેં ત્હારી પરીક્ષા કરવાને માટે હેવું કહ્યું હતું. હું જોતી હતી કે ત્હારી પ્રીતિ કેટલી છે.

**અશ્રુમતી**—(હસીને) ઓ એમકે? એમકે? કે તે સમઝી સકી નહિં. મ્હેં જાણ્યું કે એ સત્ય વાત સાંભળીને ત્હને સારી લાગી નહિં હવે બ્હેન હું જીવી (મલિનાને ગળે વળગીને) આવ્ય બ્હેન ત્હને ચુંબન કરું (ચુંબન કરેછે.) હવે આવ્ય બ્હેન આપણે મન ખોલીને આપણા મનની વાત કરિયે જેની સાથે ત્હારી પ્હેલી પ્રીતિ થઇ હતી, અને જેની વાત ત્હેં એકવાર કરી હતી, ત્હેની શું બ્હેન કંઇ ખબર મળીછે કે?

**મલિના**—ત્હને એ વાત કહેવી, બ્હેન ભૂલી ગઇ. તે દિવસે હું બ્હેન એક બગીચામાં ફરતી હતી અને ફરતી ફરતી હું ગાયન ગાતી હતી એટલામાં એકદમ જોઉંછું તો પૃથ્વીરાજ મ્હારો બાલ્ય કાળનો સંગી પૃથ્વીરાજ સરોવરના ઘાટ ઉપર બેઠેલો છે! ત્હેને જોવાથી જાણે સ્વર્ગ મ્હારા હાથમાં આવ્યું. લજ્જાથી ખુશીથી મ્હારું શરીર થર થર ધ્રુજવા લાગ્યું પૃથ્વીરાજ પણ મ્હને જોઇને અજાયબ થયો, કેટલી વાતો

પૂછી પણ બ્હેન મ્હારી જીભ અટકી પડી. હું શું કહીને સંબોધન કરૂં? શો ઉત્તર આપું? હેનો વિચાર કરી સક્તી નહોતી ત્યાર પછી ત્હેણે જ્યારે મ્હને ત્હેની પાસે બેસવાનું કહ્યું અને સઘળી આગળની વાત કહેવા લાગ્યો ત્યારે બ્હેન હું બોલી ત્યાર પછી ત્હેણે કહ્યું "મલિના! ત્હમે જે ગાયન ગાતાં હતાં તે ગાયન ગાઓ." ઘણી હઠ હઠ કરી ત્યારે મ્હેં ગાયું પછી એ બોલ્યા હું રોજ અહિંયાં ત્હમારૂં ગાયન સાંભળવા આવીશ તું શું આવીશ?" મ્હેં કહ્યું "આવીશ." ત્યારથી બ્હેન હું રોજ ત્યહાં જઇને ત્હેને ગાયન સંભળાવું છું મ્હને જોવાથી તે કેટલા સુખી થાય છે મ્હેં મનમાં ધાર્યું હતુ કે કોઇને સાથે લઇને મહારાજની આગળ જઇને કહી આવું કે અશ્રુમતીની હાવી દશા થઇ છે. પરંતુ બ્હેન પૃથ્વીરાજને છોડીને કહિં પણ જવાની ઇચ્છા થતી નથી.

**અશ્રુમતી**—હેવી સુખની વાત ત્હેં બ્હેન મ્હને પ્હેલાં કેમ કરી નહિં.

**મલિના**—ત્હને કહીશ કહીશ કરતાં કહેવું ભૂલી ગઇ. આપણે બે જણાં અહિંયાં પડી રહ્યાં છિયે. રાજ મહિષી તથા મહારાજ કેટલાં ચિંતાતુર થતાં હશે. મ્હને કોઇ કોઇ વાર એ વિચાર આવે છે. શુ ત્હને માબાપને મળવાનું મન થતું નથી?

**અશ્રુમતી**—કોઇ કોઇ વાર ઘણું થાય છે. પરંતુ બ્હેન સેલિમને જોઇને સર્વ વિસરી જાઊંછું. તે હમેશાં એક વેળા મ્હને મળવા આવે છે ત્હેણે મ્હને કહ્યું કે હું ત્હારા માબાપને ખબર મોકળાવીશ કે, અશ્રુમતી અહિં સુખમાં છે, ત્હેમની શી સ્થિતિ છે ત્હેની ખબર પણ આણી આપશે. પેલો સેલિમ આવે છે.

**મલિના**—હું બ્હેન! ત્યારે જાઊંછું.

(મલિના જાય છે.)

(સેલિમ પ્રવેશ કરેછે.)

**અશ્રુમતી**—હું ધારતી હતી કે ત્હમે આજે આવશો નહિં.

**સેલિમ**—કેમ અશ્રુ! હું બરાબર વખતે આવ્યો છું ત્હને હવે તો કોઇ પ્રકારનું કષ્ટ નથી કની?

**અશ્રુમતી**—ત્હમે સેલિમ મ્હારી કને રહો તો મ્હને કંઇ કષ્ટ ર્‌હેતું નથી. ત્હમે જાઓ છો, ત્યારે મ્હારાં માબાપને વાસ્તે કોઇ કોઇ વાર મ્હારું મન ટળવળે છે.

**સેલિમ**—તું શું હેમની પાસે જવા ચ્હાયછે?

**અશ્રુમતી**—હમે જો સાથે લઇ જાઓ તો જઇશ.

**સેલિમ**—તે અશ્રુ! અસંભવનીય છે. તોપણ હારો કાકો અહિંયાં છે. હેને હારી પાસે મોકલી સકીશ. હેનાથી હને હારી માબાપની ખબર વખતે વખત મળી સકશે. હું હને બંદીના પમાણે અહિંયાં રાખવાને ઇચ્છતો નથી. હારા સ્વજન જો કોઇ અહિંયાં હોય તો જ્યહારે ઇચ્છા હોય ત્યારે મ્હને કહીશ તો હું તેઓને લાવી આપીશ.

**અશ્રુમતી**—સેલિમ! મ્હારો કાકો અહિંયાં છે. હું હેમને એક વાર મળીશ.

**સેલિમ**—સારું હેને તું મળી સકીશ. જો અશ્રુ! હું હને એક મનની વાત ખોલીને કહુંછું. હું હારે માટે આટલો યત્ન કરું છું તેથી હારી કૃતજ્ઞતાનો ઉદય થઇ સકે-તે કોને ન થાય? પરંતુ હું હારા ઉપર જેટલી પ્રીતિ રાખું છું તેટલી પ્રીતિ રાખતી હને જોઇશ નહિં, ત્યહાં સુધી હું વિવાહનું નામ સુધાં દઇશ નહિં. તે વિવાહનું પરિણામ કષ્ટ શિવાય બીજું કંઇજ નહિં થાય.

**અશ્રુમતી**—(સજલ નેત્રથી) સેલિમ-સેલિમ-શું કહોછો સેલિમ? હમે જેટલી પ્રીતિ રાખો છો તેટલી હું રાખતી નથી? હમે કય્હારે આવશો? કય્હારે હમને જોઇશ? એ આશાથી આખો દિવસ હું હમારી વાટ જોતી બેસું છું. રાતે જ્યહારે સૂઉં છું ત્યહારે હમને સ્વપ્નામાં જોઉંછું. હમને જોયાથી માબાપનું કષ્ટ પણ ભૂલી જાઉં છું હાને શું સેલિમ કૃતજ્ઞતા કહો છો? એ જો કૃતજ્ઞતા હોય તો તેજ—

**સેલિમ**—નહિં અશ્રુ! તું રોઇશ નહિં. હારાં અશ્રુબિંદુ મ્હારા હૃદયનું રક્ત છે. હું હવે સમઝયો. તું મ્હને ચ્હાય છે. હું જાઉં છું. હારા કાકાને મોકલું છું.

(સેલિમ જાયછે.)

———o———

# પ્રવેશ ૩ જો.

## સ્થલ—સેલિમની છાવણીની સામે બગીચો.

(તે બગીચાની અંદર સરોવરને કિનારે પથ્થરનો ઘાટ)

(પૃથ્વીરાજ અને મલિના બેઠાં છે.)

**પૃથ્વીરાજ**—મલિના! હેનો ઉપાય શો કરવો? કહે જોઇયે? રજપૂત કુળમાં રાણા પ્રતાપસિંહનું નામ અકલંક હતું. ત્હેણે આપણું આટલા દિવસ સુધી અભિમાન રાખ્યું હતું. ત્હેનો શુભ્ર યશ પણ મલિન થતો જાય છે. એ ઘણો દુઃખનો વિષય છે.

**મલિના**—હેમાં પ્રતાપસિંહનો દોષ શો? ત્હેમની કુંવરી મુસલમાનો હરણ કરી લાવ્યા છે, તે એ તો કંઇ જાણતા નથી. ત્હમે પૃથ્વીરાજ! જો તેમને ખબર મોકલો તો ઘણું સારું થાય.

**પૃથ્વીરાજ**—ત્હેમને ખબર મોકલવી, એ કંઇ સહેલું નથી. તે ક્યહાં પર્વતે પર્વતે ફરતો હશે તેની શોધ કોણ કરી સકે? ત્હેને ખબર મોકલતાં મોકલતાંમાં એ તરફ જો કલંકનો ઢોલ વાગે તો ઉપાય શો? મ્હને કોઇ વિશ્વાસુ માણસ મળે તો ત્હેને પત્ર મોકલું.

**મલિના**—એક કામ કર્યાથી આપણી ધારણા ફલીભૂત થશે. રાજકુમારી અશ્રુમતીની ઉમ્મર વધતી જાયછે; આ પ્રીતિ વેળની પ્રમાણે જેને પ્હેલાં જુવે તેનો આશ્રય કરે છે. એ કદી બીજા સુપુરુષના સંસર્ગમાં આવી નથી, સેલિમને જોઇને એકદમ સર્વ ભૂલી ગઇ છે. હમણાં જો કોઇ સારા રજપૂત યુવાનની સાથે હેનું લગ્ન કરવામાં આવે તો લાગે છે કે કંઇ ખરાબી થઇ સકશે નહિં. રાજકુમારીનો કાકો પણ અહિં છે તે ઉદ્યોગ કરે તો અનાયાસ લગ્ન થઇ સકશે.

**પૃથ્વીરાજ**—એ એક નવી વાત કહી. એ વાત મ્હારા મનમાં આવી નહોતી. હા, હા! આ વાત ત્હેના કાકાને કહીશ. ઉત્તમ કહ્યું. મલિના તું એક વિચક્ષણ મંત્રી થઇ સકીશ.

**મલિના**—પૃથ્વીરાજ! ત્હમે મ્હને ત્હમારા રાજ્યનું મંત્રીપણું આપશો?

**પૃથ્વીરાજ**—કહેવી રીતની મંત્રણા આપીશ તે કહે જોઈયે.

**મલિના**—પૃથ્વીરાજ ! મ્હારી મંત્રણા સાંભળશો ? હું કહીશ કે, પૃથ્વીરાજ ! ત્હમે રાજ્યનું કામ છોડી દઇને આઠે પ્રહર મ્હારી પાસે બેસી રહો; યુદ્ધમાં ગયે શું થશે ? ત્હમે મ્હારી આગળ ર્‌હો. હું ત્હમને કહિં કહિં ગાયન સંભળાવીશ, કહિં કહિં વાતો કરીશ. હાવી રીત્યની કહિં કહિં મંત્રણા આપીશ.

**પૃવીરાજ**—(હસીને) એ તો ઘણી સારી મંત્રણા ! હેવી મંત્રણા આપ્યાથી બીજું શું જોઇએ. જ્યારે તું મ્હારા મંત્રીની જગા લઇશ ત્હારે તો તું મ્હને કહિં કહિં ગાયન સંભળાવીશ. હમણાં કંઇક સંભળાવ જોઇયે. ત્હારું તે દિવસનું ગાયન સંભળાવ મલિના.

**મલિના**—ઠીક છે, ગાતું છું.

(રાગ સોરઠ—તાલ ત્રિતાલ.)

(મોરે ઘર આજ રંગીલે રેન પ્રીતમ પરાવુંના મહારાજ એ ચાલ.)

સુખદ આ વંસતમાં ભુલિ ભાન, વિવશ તું કાં બની સજની ?
વિખરિ તુજ વાળ રહ્યા હરિ ભાળ, વિવશ તું કાં બની સજની ?
લ્હેરંતી જ્યોત્સના આકાશે ચંદ્રા સ્મિત નિજ તેથિ પ્રકાસે,
ઢાલંતિ મલ્લિકા ચો પાસે ઢગલિયો સુગંધની સજની.
સુખદ આ વંસતમાં.

જો શું બપૈઆ બોલ ઉચારે પિઉ પિઉ કરિ શા મધુર પુકારે,
કુહૂ કુહૂ સહુ કુંજાગારે, વાણિ કોકિલા તણી સજની.
સુખદ આ વંસતમાં.

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે ?
કરે ગાન પક્ષી ઉલ્લાસે અબોલા તું કા ઘણી સજની,
સુખદ આ વંસતમાં.

ચાલ્ય કુંજ વિણિ માલતિ ખીલી માળા ગુંથિયે ઉઠય હઠીલી ?
ગિતડાં ગાઇ ગાઇ રસીલી ! સુખે ગાળિયે રજની સજની.
સુખદ આ વંસતમાં

**પૃથ્વીરાજ**—ઘણું મીઠું ગીત ગાવ્યું બીજું એક ગા મલિના.

**મલિના**—કિયું ગાતું ?

**પૃથ્વીરાજ**—જે કોઇ સારું લાગે તે ખુશીનું ગીત ગા.

**મલિના**—ખુશીનું ગીત ? ઠીક; ગાતું છું.

(રાગ ઝિંઝોટી, તાલ એકો—દાદરો.)

ગહન કુસુમમાંજ
મધુર બાજે બંસી આજ,
વિસરી ત્રાસ લોક લાજ,
સજનિ! આવો આવો રે.

ધારિ ચારુ નીલ વાસ,
હૃદય પ્રણય કુસુમ રાસ,
હરિણ નેત્ર વિમળ હાસ,
કુંજ વને આવો રે.

ઢાલે કુસુમ સુરભિ ભાર,
ઢાલે વિહગ સુરવ સાર,
ઢાલે ઇન્દુ અમૃત ધાર,
રજતશી સુહાતિ રે.

મંદ મંદ ભ્રંગ ગુંજે,
અયુત કુસુમ કુંજ કુંજે,
ફુટયાં સજનિ પુંજ પુંજે,
બકુલ યૂથિ જાતિ રે.

જુઓ સખી શ્યામ રાય,
નયન પ્રેમ ઉછલિ જાય,
અમૃત સદન વદન છાય,
નિંદતી શિ ચંદ જો.

આવો આવો સજનિ વૃન્દ,
નિરખિયે સખિ શ્રી ગોવિંદ,
શ્યામને પદારવિંદ,
ભાનુસિંહ વંદતો

**પૃથ્વીરાજ**—ત્હમારું ગાયન સાંભળીને કહિં પણ જવાની ઇચ્છા થતી નથી. પરંતુ મલિના અશ્રુમતીના વિવાહ વિશે ત્હમે જે સલાહ આપી છે તે મ્હારા મતની સાથે ઘણી મળે છે. તે વિશે શુકતસિંહની સાથે એકવાર વાત કરી જોઉં. હમણાં જાઉં છું.

**મલિના**—આટલી વારમાં જાઓ છો પૃથ્વીરાજ? સારું જાઓ હું પણ જાઉં છું કાલે પાછા આવશો કે?

**પૃથ્વીરાજ**—હા ! આવીશ. આ વિશે સ્થિર કરી સકીશ તો હું નિશ્ચંત થઇશ.

**મલિના**—(સ્વગત) હા ! પૃથ્વીરાજને મળ્યાથી જાણે સ્વર્ગ મળ્યું. એક પળ પણ હેને છોડી સકતી નથી; કાલે આ વખતે ક્ય્હારે મળશું.

(મલિના જાય છે.)

**પૃથ્વીરાજ**—ગીત સાંભલીને ખુશી થઇ છે ખરી પરંતુ ત્હૃદયનો ભાર કંઇ પણ ઓછો થયો નહિં. વીરશ્રેષ્ટ પ્રતાપસિંહ મ્હારા ત્હૃદયનો આરાધ્ય દેવતા છે. ત્હેને મ્હારો પ્રાણ જતાં પણ હું કદી કલંકિત થવા દઇશ નહિં. ત્હેના વીરત્વને લીધે મ્હારી કવિતા જીવિત રહી છે. એ વિષયમાં શુક્તસિંહની સાથે મસલત કરું. નહિં, પ્હેલાં એકવાર સુલતાન સેલિમની કને જાઊં. જોઇયે, છોડવવાને રૂપિયા આપીને અશ્રુમતીને મુક્ત કરવાની મ્હેનત તો કરું.

(જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

—:o:—

### સ્થલ—સેલિમની છાવણી.

(સેલિમ અને ફરિદ પ્રવેશ કરે છે.)

**સેલિમ**—(ફરતો ફરતો ફરિદના પ્રતિ) ફરિદ ! અશ્રુમતીનું હૃદય હવે તો મ્હારુંજ થયુંછે. હવે કંઇ ભય નથી. ત્ય્હારે હવે લગ્નનો ઉદ્યોગ કરવાનો હુકમ આપવો જોઇયે.

**ફરિદ**—હઝુરાલિ ! થોડીવાર સબુર કરો, ઓરતનું મન હજી કહી સકાય નહિં, હમણાં જો સાદી કરશો તો કંઇ પણ ઝગડો થનાર નથી. પણ હઝુર ! આપે જે ઠરાવ કર્યોછે કે ત્હેનું દિલ કબજ કર્યા પછી ત્હેની સાથે શાદી કરીશ, તે ઘણો સખ્ત ઠરાવ છે. રજપૂત થઇને શું મુસલમાનની સાથે શાદી કરવા ચ્હાશો ?

**સેલિમ**—ફરિદ ! ત્હેમાં મ્હને કંઇ સંદેહ નથી. મ્હેં તે વિશે થોડો સંદેહ કર્યો હતો તેથી તેં સરળા બાળા રડી હતી.

ફ્રિદ—હઝુર! બેઅદબી માફ કરજો. ઓરતોનાં આદત પડેલાં આંસુની કંઇ કિંમત નથી. એઓ રસ્તામાં, ઘાટમાં જ્યહાં ત્યહાં એ આંસુ જ્યહારે ત્યહારે પાડી સકે છે.

સેલિમ—ફ્રિદ! તું જાણતો નથી તેથીજ એ વાત કહેછે. તે બાળા મૂર્તિમતી સરળતા છે. હું ત્હેની વાતમાં કંઇ પણ સંદેહ કરતો નથી. હજારો રજપૂત ત્હેની સાથે લગ્ન કરવાને તૈયાર હોય પણ હું ત્હેનાથી ડરનાર નથી. હું સારીપેઠે જાણુંછું કે તે ત્હેનું મ્હો પણ જોશે નહિં.

ફ્રિદ—તેવો બનાવ જો કદી બનશે તોજ સમઝાશે. હાલ હઝુરનું યકીનછે તો તે આગળ મ્હારે વાત કરવી લાઝમ નથી.

(ચોબદાર પ્રવેશ કરેછે.)

ચોબદાર—(કુરનશ કરીને) હઝુર! વીકાનેરનો રાજકુમાર પૃથ્વીરાજ આપને મળવા ચ્હાએ છે.

સેલિમ—સારું, ત્હેને આવવાનું કહો.

(પૃથ્વીરાજ પ્રવેશ કરેછે.)

સેલિમ—શી ખબર રાજકુમાર?

પૃથ્વીરાજ—સુલતાન! આપે જે મુક્તિના રૂપિયાની વાત કહી હતી તે હું સંગ્રહ કરીને લાવ્યો છું. એ દશ રજપૂત બંદી મુક્ત થાય એટલા છે. સુલતાન! આપ જાણજો કે મ્હારું સર્વસ્વ વેચીને હું આ પ્રતિજ્ઞા પાળું છું.

સેલિમ—ત્હમારી ઉદારતા પ્રશંસાને યોગ્ય છે. પરંતુ ઉદારતામાં મ્હારો અતિક્રમ કરી સકશો નહિં. ત્હમારી પ્રતિજ્ઞાનું ધન પાછું લઇ જાઓ; ત્હમે તો મુક્ત થયા છો. વળી દશ શામાટે, બીજા મ્હેં એકસો રજપૂત બંદીને મુક્ત કર્યા, ત્હમે હમણાંજ લઇ જાઓ.

પૃથ્વીરાજ—સુલતાન! આપની હેવી અસાધારણ ઉદારતાથી હું આપની આગળ હમેશાં કૃતજ્ઞતાના પાશમાં બંધાયો છું. નવાણું રજપૂતની મુક્તિ થવામાં થોડો વિલંબ થાય તોપણ ત્હેમાં નુકશાન થનાર નથી. પ્હલાં તે રજપૂત બાળિકા અશ્રુમતીને છોડો તો હું ઘણો ખુશી થઇશ.

સેલિમ—શુ? રાજકુમાર! અશ્રુમતીને છોડવાની વાત ત્હમે કહો છો? મ્હારી વાત સમઝવામાં ત્હમારી ભૂલ્ય થઇ જણાય છે. મ્હેં સો રજપૂત પુરુષની વાત કહી હતી; રજપૂત સ્ત્રીની વાત તો મ્હેં કહી નથી?

અશ્રુમતીના બદલામાં ત્હમે શું આપશો? ત્હમારું ક્ષુદ્ર રાજ્ય વેચ્યાથી પણ ત્હેની કિંમત આપી સકશો નહિં. ત્હમારું રાજ્ય તો શું પણ સમસ્ત મેવાડ પણ ત્હેનું યોગ્ય મૂલ્ય થઇ સકતું નથી. ત્યહારે ત્હમે બીજું શું મૂલ્ય આપશો?

**પૃથ્વીરાજ**—સુલતાન! અશ્રુમતીની મુક્તિને માટે હું પ્રાણ સુદ્ધાં આપી સકીશ?

**સેલિમ**—શું? પ્રાણ? રાજકુમાર! ત્હમે ઘેલાની પેઠે શું બકોછો? એ સર્વ પ્રલાપ વાક્ય મ્હારી આગળ ના બોલશો. ત્હમે જો બીજા સો રજપૂત પુરુષની મુક્તિની પ્રાર્થના કરો, તો હું હમણાં અનુમતિ આપુંછું. પરંતુ એ વાત મ્હારી આગળ મ્હોએ પણ ના લાવશો.

(સેલિમ વેગથી જતો રહેછે.)

**ફરિદ**—આહા? આ છોકરીને માટે મ્હને ઘણું દુ:ખ થાય છે. તે વાત ઉપર વિચાર કર્યાથી આંખ્યમાં પાણી આવેછે. આહા! છોકરી છે રજપૂત વંશની; હમારો સુલતાન મુસલમાન છે; એ મેલાપથી કંઇ સુખ નથી. એ વિશે હમારા મઝહબમાં પણ મનાઇ છે.

**પૃથ્વીરાજ**—શું સુલતાનનું તે તરફ લક્ષ છે કે? તું શું કહે છે ફરિદ?

**ફરિદ**—માણસનું મન કહી સકાતું નથી. હેના પછી શું થશે તે કહી સકતો નથી.

**પૃથ્વીરાજ**—કહેવો ભયાનક બનાવ! જલદી હેનો ઉપાય કરવો જોઇએ.

(પૃથ્વીરાજ જાય છે અને સેલિમ પાછો આવેછે.)

**સેલિમ**—કહેવી ધૃષ્ટતાની વાત! "અશ્રુમતીને મુક્ત કરવાથી હું સુખી થઇશ!," "અશ્રુમતીને માટે હું પ્રાણ સુધ્ધાં આપી સકીશ!"

**ફરિદ**—હુકમ હઝુર! એ વાત મ્હને તો સારી જણાતી નથી.

**સેલિમ**—તું સર્વને વિશે સંદેહ કરેછે. અશ્રુમતીના પ્રતિ ત્હેનું લક્ષ હશે, પરંતુ હું સારી રીતે કહી સકુંછું કે અશ્રુમતીના ત્હૃદયમાં મ્હારા શિવાય બીજા કોઇની જગ્યા થઇ સકશે નહિં.

**ફરિદ**—હઝુર! જરુર અસલ વાત મ્હારા કરતાં આપ બહતર રીતે જાણો છો, તોપણ "સુખી" થવાની વાત અને "પ્રાણ" આપવાની

વાત સાંભળતાંજ હું થોડો ચમકયો હતો. તે કારણથી હઝુર! મ્હારો હેવો ખ્યાલ થયો કે એક હાથથી તાલી કદી વાગતી નથી.

**સેલિમ**—જા, જા, ત્હારી સર્વ વાત રાખી મૂક. અશ્રુમતીના ઉપર જે દિવસે મ્હારો સંદેહ થશે તે દિવસે જાણીશ કે સરળતા નામનો પૃથ્વીમાં કોઇ પદાર્થ નથી.

(સેલિમ જાય છે.)

**ફરિદ**—(સ્વગત) પૃથ્વીરાજની સાથે થોડી મહોબત કરવી જોઇયે. બન્ને બાજુએ તોપ મૂકું. કેઇ તરફ લાગે છે? ફરિદખાનના મ્હોમાંથી કોળિયો કાઢી લેવો એ સહેલ નથી.

(ફરિદ જાય છે.)

---

# પ્રવેશ ૫ મો.

—:o:—

## સ્થલ—રાજમાર્ગ.

(શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—(સ્વગત) ભાઇયે રજપૂત કુલની મર્યાદા માન આટલા દિવસ સુધી રાખ્યાંછે. બીજા ઘણા ખરા ઉચ્ચ વંશના સર્વ રજપૂત બાદશાહની આગળ કન્યા ભગિની વેચીને પતિત થયા છે. હમારા વંશની પણ તે મર્યાદા જણાય છે કે હવે ર્‌હેશે નહિં. હવે શું કરવું? કહેવી રીતે અશ્રુમતીનો ઉદ્ધાર કરવામાં આવે? જો બળપૂર્વક લઇ જવાની મ્હેનત કરવામાં આવે તો ત્હેમાં કૃતકાર્ય થવું એક બાજુએ રહ્યું. પણ ઓછામાં પુરું ભયાનક થશે. બીજું કંઇ નથી કે જેથી પુનરુદ્ધાર થઇ સકે. જો સ્ત્રીની આબરૂનો એકવાર નાશ થાય તો તે પાછી આવતી નથી. તે કલંક હમારી કુલપરંપરામાં પ્રવાહિત થશે. પ્હેલાં સ્હેલા ઉપાયનું અવલંબન કરી જોઇયે. આ વખત જો કોઇ રજપૂતની સાથે લગ્ન કરવામાં આવે તો તે જાલથી મુક્ત થાય. અહિં હેવો સુપાત્ર મળશે ક્યહાં? (વિચાર કરીને) કેમ,—પૃથ્વીરાજ!—ઠીક છે. રૂપમાં, ગુણમાં, કુલમાં ત્હેના જેવો પૃથ્વીમાં મળવો સહજ નથી. ઓ પેલો પૃથ્વીરાજ આ તરફ આવેછે.

(પૃથ્વીરાજ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—ક્યહાં જવું થાયછે?

**પૃથ્વીરાજ**—ત્હમારી પાસેજ આવતો હતો, તેટલામાં અહિંયાં દર્શન થયાં તે ઠીક થયું. કહેવું સર્વ નાશ પામ્યું છે! જુઓ? ચિતોડનું ગૌરવ આટલા દિવસ સુધી કાયમ હતું. તે ગૌરવ હવે ર્‌હેવું મુશ્કેલ છે. ત્હમે તો પ્રતાપસિંહના ભાઇ છો. ત્હમને તો દુ:ખ થાય છે, પણ ત્હમારા કરતાં મ્હારું દુ:ખ કંઇ ઓછું નથી. પ્રતાપસિંહ મ્હારી કવિતાનો એક-માત્ર નાયક છે. મ્હારા હૃદય-મંદિરનો આરાધ્ય દેવ છે, ત્હેમાં કાંઇ કલંક અડકે તો મ્હારો પ્રાણ ર્‌હે ત્યહાંસુધી તે સહન થાય નહિં.

**શુક્તસિંહ**—સત્ય છે. હમારી વંશમર્યાદા હવે ર્‌હેનાર નથી. હાલ શું કરવું ત્હેનો વિચાર કરતા સૂઝતું નથી. આ વિપદ્‌માંથી કહેવી રીતે ઉદ્ધાર થાય? ત્હમે શું કંઇ એ વિશે વિચાર કર્યો છે?

**પૃથ્વીરાજ**—મ્હેં શું સ્થિર કર્યું છે, તે સાંભળો. એક ઉત્તમ રજપૂત પાત્ર સોધીને હમણાંજ અશ્રુમતીનું લગ્ન કરો. મ્હેં સેલિમનો ભાવ જોયો છે, તેથી જણાય છે કે સારૂં ફલ નિપજશે નહિં.

**શુક્તતસિંહ**—ત્યહારે આપણે બન્નેનો મત એક થાય છે. મ્હેં પણ તેજ વિચાર કર્યો હતો. ત્યહારે ત્હમારા કરતાં મ્હેં થોડો વધારે વિચાર કરી રાખ્યો છે.

**પૃથ્વીરાજ**—કહો જોઇયે.

**શુક્તસિંહ**—ત્હમે પાત્ર સોધવાની વાત કહો છો. મ્હેં એ પાત્ર પ્હેલાંથી સ્થિર કરી રાખ્યું છે.

**પૃથ્વીરાજ**—ત્યહારે હવે વિલંબ કેમ? હમણાં ત્હેની સાથે લગ્ન કરી નાંખો. જોવામાં સાંભળવામાં કહેવો છે! કહો જોઇયે.?

**શુક્તસિંહ**—પાત્ર જોવામાં સાંભળવામાં ત્હમારા જેવો છે.

**પૃથ્વીરાજ**—(આશ્ચર્ય પામીને) તે શું! ત્હેનું નામ શું.?

**શુક્તસિંહ**—ત્હેનું નામ–વીકાનેરનો રાજકુમાર શ્રીમાન્ પૃથ્વી-રાજ સિંહ.

**પૃથ્વીરાજ—શું? હું? મ્હને ઉદ્દેશીને કહો છો? તે કેમ થઇ સકે? તે થઇ સકશે નહિં. બીજું કોઇ પાત્ર ત્હમે શોધો. એ શી વાત ત્હમે કરો છો શુક્તસિંહ?**

**શુક્તસિંહ**—ત્હમને અહિંયાંના રજપૂત અપરિચિત નથી? કહો જોઇએ પૃથ્વીરાજ, અશ્રુમતીના યોગ્ય પાત્ર અહિંયાં ક્યહાં મળી સકશે? અને ત્હમે તો કહો છો કે જેમ બને ત્હેમ લગ્ન જલદી થાય તો સારું.

**પૃથ્વીરાજ**—(વિચારમાં મગ્ન થઇને) તે તો મ્હેં કહ્યું હતું. પરંતુ–પરંતુ–એ એક નવી વાત ત્હમે ઉપસ્થિત કરી છે. મ્હને વિચાર કરવાને થોડો સમય આપો. તે કેમ થાય! કદી થઇ સકે નહિ. જુઓ શુક્તસિંહ! હું હેને વાસ્તે તૈયાર નહોતો. પાત્રનો અભાવ નથી. હું એક વાર મ્હેનત કરીને જોઉં. મ્હને ત્હમે એક દિવસનો સમય આપો. એક સારું પાત્ર હું જલદી ત્હમારી આગળ લાવીશ.

**શુક્તસિંહ**—સારું, ત્હમે એક દિવસનો સમય લીધો છે. એટલામાં જો કોઇ બીજું યોગ્ય પાત્ર ન લાવી સકો તો મ્હારી સૂચના ગ્રાહ્ય થઇ એમ હું જાણીશ. શું કહો છો?

**પૃથ્વીરાજ**—તેમ ગણજો—પાત્રનો સંદેહ શા વાસ્તે કરો છો? જુઓ, હું ત્હમને લાવી આપું છું.

**શુક્તસિંહ**—તેજ વાત છે તો.

**પૃથ્વીરાજ**—હા, તે વાસ્તે ત્હમે ફિકર કરશો નહિં.

**શુક્તસિંહ**—એ વાતની પ્રતિજ્ઞા દાખલ ત્હમારો જમણો હાથ મ્હને આપો.

**પૃથ્વીરાજ**—આ લ્યો (બન્ને એક બીજાના હાથ મેળવે છે.) પરંતુ છેલ્લી વારે જો સેલિમ આ લગ્નમાં કાંઇ અડચણ નાંખે તો હેનો ઉપાય શો?

**શુક્તસિંહ**—તે અડચણ કરશે નહિં એમ લાગે છે. તે બીજા મુસલમાનના જેવો નથી. ત્હેનું અંતઃકરણ ઘણું ઉદાર છે. હલદિઘાટના યુદ્ધમાં જ્યહારે બે મુગલ ઘોડેસ્વાર મ્હારા ભાઇને સોધવા ગયા હતા, ત્યહારે મ્હેં તેઓને મારીને મ્હારા ભાઇની રક્ષા કરી હતી, ત્યહાર પછી હું જ્યહારે પાછો આવ્યો ત્યહારે સેલિમે મ્હને પૂછયું કે સત્ય બનાવ શું બન્યો હતો તે કહો; મ્હેં તે સર્વ વાત કહી તેથી ત્હેણે મ્હારો ભ્રાતૃપ્રેમ જોઇને સર્વ દોષ માફ કર્યા હતા.

**પૃથ્વીરાજ**—પરંતુ આ વિષયમાં તે કેટલો ઉદાર થશે ત્હેમાં મ્હને ઘણો સંદેહ છે. થોડી વાર ઉપર મુક્તિમુદ્રા લઇને મ્હેં દશ રજપૂતને છોડી મૂકવાની વાત ત્હેની આગળ કરી હતી. પ્હેલાં ત્હેણે ઘણી ઉદારતા દેખાડી. ત્હેણે કહ્યું ત્હમારા મુક્તિમુદ્રા ત્હમે પાછા લઇ જાઓ. દશ શા વાસ્તે, એકાસોને મુક્તિ આપી. હું એ વાતથી ઘણો ખુશી થયો. મ્હેં વિચાર કર્યો કે એકસોમાં અશ્રુમતી પણ એક છે. પરંતુ જ્યહારે મ્હેં અશ્રુમતીનું નામ દીધું, ત્યહારે તરત ત્હેની સઘળી ઉદારતા ઉડી ગઇ. ત્યહારે વળી ત્હેણે મુક્તિ મુદ્રાની વાત કાઢી અને તરત ભારે મૂલ્ય માગ્યું. તે મ્હારાથી અપાવું તદન અશક્ય હતું.

**શુક્તસિંહ**—સારું, તે અશ્રુમતીને છોડવાને વાસ્તે ત્હાએ એટલું ભારે મૂલ્ય માગે તો ત્હેને અધિકાર છે. પરંતુ હું જો કહું કે હું ત્હેનો કાકો છું; અહિંયાં ત્હેનું લગ્ન કરીશ, તો તે શો ઉત્તર આપશે? ત્હેમાં અસંમત થવામાં શું ત્હેને ચક્ષુલજ્જા પણ થશે નહિં?

(સંતાઈ રહેલો ફરિદ પ્રવેશ કરેછે.)

**ફરિદ**—આપ લોકોએ જે શાદીનો બેત કર્યોછે એ ઘણો સારો બેત છે. એ બાબત નાકબુલ થવામાં સુલતાન સેલિમને પણ જરૂર આંખ્યની શરમ પડશે. આપે ઠીક કહ્યું છે. હું હમેશ ત્હેમની આગળ રહુંછું, હું ત્હેમનું દિલ સારી પેઠે જાણુંછું.

**શુક્તસિંહ**—(મ્યાનમાંથી તરવાર કાઢીને) ફરિદ! તું અહિં શા વાસ્તે આવ્યો? હમારી છૂપી વાતમાં તું કહેવા સાહસથી સામેલ થાય છે? હમારી છૂપી વાત ત્હને સાંભળવાનો શો અધિકાર છે? ત્હને હેનું સમુચિત પ્રતિફલ આપીશ.

**ફરિદ**—આપ ખફા થશો નહિં. પ્હેલાં મ્હારી વાત સાંભળો. આપ એટલા ઉત્સાહાની સાથે બુલંદ અવાજથી વાત કરતા હતા કે હું રસ્તામાંથી જતો હતો ત્યહાં આપની વાત સાંભળી. આપે જાણવું કે હું આપની સાથે આ બાબતમાં ખૂબદિલથી મળતો છું મુસલમાનની સાથે હિંદુઓનો નિકાહ હમારા મઝબથી ઉલ્ટો છે. સુલતાનની ઉમ્મર ન્હાનીછે. જો ત્હેની તે ખરાબ દાનત થઇ હોયતો કોણ કહી સકે? મ્હારી ખ્યાહશ છે કે કોઇ હમકોમ માણસની સાથે આપની કુંવરીની જલદી શાદી થઇ જાય. મ્હારા દિલની મતલબ રાજકુમાર પૃથ્વીરાજ સારી પેઠે જાણે છે.

**પૃથ્વીરાજ**—નહિં! શુક્તસિંહ. ફરિદ ઉપર સંદેહ કરશો નહિં. મ્હારી સાથે એ વિષયમાં તે સારી રીતે એક વિચારનો છે ખરો. હું જાણું છું.

**શુક્તસિંહ**—ફરિદખાન! ત્યારે મ્હને માફ કરજો. મ્હારી ઘણી બેઅદબી થઇ છે.

**ફરિદ**—મ્હારા ઉપર આપે પૂરો ઇતબાર રાખવો. સુલતાનની આગળ શાદીની વાત કરી જોજો. ત્હેમાં ત્હેમની કદી નાકબુલાત થશે નહિં. હેથી આપ જાણશો કે હું સાચું કહું છું કે ગલત કહું છું.

**શુક્તસિંહ**— આવજો, હમે હવે જઇયે છિયે.

(પૃથ્વીરાજ અને શુક્તસિંહ જાયછે.

**ફરિદ**—સુલતાનના હાથમાંથી એક વાર જાય તો ઘણું સારું. ત્યારપછી વા ખાતા મૂકીશ.

(ફરિદ જાય છે.)

---

# પ્રવેશ ૬ ઠો.



## સ્થલ—સેલિમનો મુકામ.

(સેલિમ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—"પ્રાણ સુધ્ધાં આપી સકીશ!" હમણાં મનમાં થાય છે કે શા વાસ્તે તે નજીવા પ્રાણને આ તીક્ષ્ણ તરવારના આઘાતથી તેજ વખતે યમાલયમાં મોકલ્યો નહિં. "પ્રાણ સુધ્ધાં આપી સકીશ!"

(ચોબદાર પ્રવેશ કરેછે.)

**ચોબદાર**—હજુર! રાજકુમાર શુક્તસિંહ આવ્યા છે.

**સેલિમ**—બહુ સારું, ત્હેને લઇ આવો.

(ચોબદાર જાય છે અને શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—શું વિચાર કર્યોછે? રાજકુમાર! ત્હમે તો કંઇ પ્રતિજ્ઞાની વાત કરવાને આવ્યા નથી કની?

**શુક્તસિંહ**—નહિં સુલતાન, હું મુક્તિપ્રતિજ્ઞાની વાત કરવાને આવ્યો નથી. મ્હારી બીજી એક સૂચના છે.

**સેલિમ**—કહો જોઇયે.

**શુક્તસિંહ**—અશ્રુમતીને છોડાવવાને હું આવ્યો નથી. ત્હમે ત્હેને જૂદા મુકામમાં યત્નની સાથે રાખી છે. ત્હેમાં તો મ્હારે કંઇ કહેવું નથી. મ્હારી સૂચના એ છે કે, અશ્રુમતી મ્હારા ભાઇની પુત્રી છે, તે હાલ વિવાહને લાયક થઇ છે, ત્હેના લગ્નને વાસ્તે હું એક પાત્ર શોધું છું. યોગ્ય પાત્ર જો મળી આવે તો તે વિષયમાં ત્હમારો શો મત છે, તેજ પૂછવા વાસ્તે આવ્યો છું

**સેલિમ**—અહિં ત્હેવો યોગ્ય પાત્ર ક્યહાં પામશો?

**શુક્તસિંહ**—હું તેની શોધમાં છું.

**સેલિમ**—સારુ, પાત્ર નક્કી કરીને મ્હને કહેજો. જો યોગ્ય હશે અને જો ત્હેની સાથે લગ્ન કરવાની અશ્રુમતી ઇચ્છા દેખાડશે તો મ્હારે ત્હેમાં કંઇ અડચણ નથી.

**શુક્તસિંહ**—ત્હેમ હોય તો ઠીક. મ્હારી હવે બીજી કંઇ પ્રાર્થના નથી.

**સેલિમ**—પરંતુ જુઓ હું બળપ્રયોગનો ઘણો વિરોધી છું. બળપૂર્વક ત્હેની ઇચ્છાની વિરુદ્ધ ત્હમે કોઇની સાથે ત્હેનું લગ્ન કરશો તો હું તે વિશે કદી અનુમોદન આપીશ નહિં, ત્હમે તો એ સારીપેઠે જાણો છો. મ્હેં કંઇ ત્હને ત્હેવી રીતે બંદીવાન રાખી નથી. ત્હેને મળવાનો અધિકાર પણ ત્હમને આપ્યોછે. ત્હમે કોઇ કોઇ વેળાએ ત્યહાં જજો. ત્હમને જોવાથી ત્હેને પિતામાતાનો અભાવ કેટલોક દૂર થઇ સકશે.

**શુક્તસિંહ**—ત્હમારો બહુ અનુગ્રહ છે. હું હમણાં જાઊંછું.

( શુક્તસિંહ જાય છે. )

**સેલિમ**—(સ્વગત) મ્હેં અશ્રુમતીની ઘણી પરીક્ષા કરી જોઇ છે. ત્હેનું ત્હૃદય હવે કોઇનું થશે નહિં. તે વિશેમાં મ્હને કંઇ ભય નથી. પરંતુ તે પૃથ્વીરાજ,—પૃથ્વીરાજ—ત્હેના વિશે ફરિદે જે ભાવથી કહ્યું હતું તે જો સાચું હોય—નહિં—તે કંઇ કામની વાત નથી—તેમ હોત તો હું પ્હેલાંથી સાંભળી સકત. હેવો સંદેહ મનમાં પણ આવ્યાથી અશ્રુમતીના ત્હૃદયને અપમાન આપવા જેવું થાય છે.

( સેલિમ જાય છે. )

---

# પ્રવેશ ૭ મો.



## સ્થલ—દિલ્લીનો રાજમહેલ.

(મિત્ર સભાસદ વગેરેની સાથે અકબર બેઠાછે.)

**અકબરશાહ**—પ્રતાપસિંહ હજી સુધી અવનત થયો નહિં. સલાહ કરવાનો મ્હને તે દિવસે પત્ર લખ્યો હતો તે શું સર્વ કપટ હતું.?

**મોહબતખાન**—નહિં, શેહેનશાહ! તે ત્હેનો પત્ર નહોતો, મ્હે પૃથ્વીરાજ કનેથી સાંભળ્યું છે કે, તે બનાવટી પત્ર હતો. શેહેનશાહ! સેહેલાઇથી પ્રતાપસિંહ અવનતિ સ્વીકાર કરે એ વાત વિશ્વાસમાં આવતી નથી. હમણાં સહાયહીની—નિર્ધન,—અવસ્થામાં પર્વતની ગુફામાં વાઘ રીંછના જેવા જંગલી પ્રાણીઓની સાથે ત્હેને એકલાં ર્‌હેવું પડે છે. સ્ત્રી પુત્ર પરિવારને અન્ન કષ્ટ સોસવું પડે છે. તથાપિ ત્હેનો અહંકાર કમ થયો નથી. મ્હેં એક ચરને મ્હોએથી તે દિવસે સાંભળ્યું હતું કે, એ દારિદ્રય દશામાં પણ ત્હેણે રાજ કાયદા છોડયા નથી. બે ચાર ઘાસના બીજના રોટલા એ તો ત્હેનો રાજભોગ છે. તે વળી ત્હેના સાથીઓની સાથે જ્યહારે એકાંત ખાવા બેસે છે, ત્યહારે તેઓમાં જેને સંતોષવાળું કામ કરતાં જુએ ત્હેને અન્નનો પ્રસાદ આપે છે.

**અકબરશાહ**—ધન્ય પ્રતાપ!

**રજપૂત સભાસદો**—શેહેનશાહ! પ્રતાપસિંહજ આપનો લાયક શત્રુ છે. તે હવે નિરર્થક કષ્ટ ન શોસે એ હમારી વિનંતિ છે.

**અકબરશાહ**—ત્હેની દુરવસ્થાની વાત સાંભળ્યાથી મ્હારૂં હૃદય આર્દ્ર થાય છે. હેવા વીરના પ્રતિ જુલમ કરવો ઉચિત નથી.

**મોહબતખાન**—ત્હેનું વીરત્વ જોઇને હમે પણ અજાયબ થઇયે છિયે. ત્હેની પાસે હવે સૈન્ય સામંત રીતિ પ્રમાણે કંઇજ નથી, તોપણ આપણું લશ્કર ત્હેના સંતાવાની ગુફાની શોધ પામી, જો કદી ત્હેની શોધ કરવાને માટે જાય તો તે તરત રણશિંગુ ફુંકે છે. અને તે નિશાનીની ક્યહાંથીએ અસંખ્ય પ્હાડી ભીલ ચોતરફથી આવીને જમા થાય છે. એક વાર ફરિદખાન હેવી રીતે અનુસરણ કરવાને ગયો હતો; ત્હેનું સર્વ લશ્કર એક સાંકડા પર્વતના માર્ગમાં માર્યું ગયું.

(એક ચોબદાર પ્રવેશ કરેછે.)

**ચોબદાર**—શેહેનશાહ! રણસ્થલમાંથી એક આપણો દૂત આવ્યો છે.

**અકબરશાહ**—આવવાનું કહો.

(દૂત પ્રવેશ કરેછે.)

**અકબરશાહ**—શી ખબર?

**દૂત**—શેહેનશાહને ખબર આપતાં ભય થાય છે.

**અકબરશાહ**—તું નિર્ભયથી કહે.

**દૂત**—શેહેનશાહ! સર્વ નાશ પામ્યું છે. પ્રતાપસિંહ નિરાશ થઇને મરુભૂમિમાં નાશી જતો હતો. રસ્તામાં ત્હેના મંત્રી ભામશાએ આવીને ત્હેને ઘણા રૂપિયા આપ્યા. તે ધનથી સૈન્ય સંગ્રહ કરીને પાછો મેવાડનો પુનરુદ્ધાર કરેછે. ચિતોડ, અજમેર અને મંગલગઢ શિવાય ઉદેપુર કમલમેરુ વગેરે સર્વ પાછાં ત્હેના હાથમાં આવ્યાંછે. ત્હેણે માનસિંહની રાજધાની અંબર પર્યંત આક્રમણ કરીને અંબરનું મુખ્ય વ્યાપારનું મથક માલપુર તે લુટી લીધું છે.

**અકબરશાહ**—(ઉઠીને) હું પ્રતાપસિંહના વીરત્વથી ચમત્કૃત થાઉંછું. દૂત! તું પ્રતાપસિંહની પાસે જઇને ત્હેને કહે કે હવે અકબરશાહ ત્હમારા વિરુદ્ધમાં અસ્ત્ર ધારણ કરશે નહિં. ત્હમે હવે નિઃશંક ચિત્તથી કાળ ગાળો.

**દૂત**—શેહેનશાહ! હુકમ માથે ચઢાવુંછું.

**રજપૂત સભાસદો**—ધન્ય પ્રતાપસિંહ! ધન્ય અકબરશાહ! ઉભય ઉભયના યોગ્ય શત્રુ!

(અકબરશાહ ઉઠેછે ત્યાર પછી સર્વ ઉઠીને જાયછે.)

## તૃતીયાંક સમાપ્ત.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—ઉદયપુરની રાજ ઝુંપડી.

(એક ખંડમાં પ્રતાપસિંહ અને રાજમહિષી બેઠાંછે.)

**રાજમહિષી**—મહારાજ! સુવાની વખતે પણ શું ત્હમને આરામ નથી-કેવળ લઢાઇની વાત? કાલે આખી રાત ત્હમે મહારાજ—"આ ચિતોડ ગયું-આ મુસલમાનો આવેછે-પકડો મારો." હેવી રીત્નો ક્રમાગત સુતાં સુતાં પોકાર કર્યો છે-હેવું કર્યાથી જલદી બીમાર પડશો. હવે તો ઘણું ખરૂં સર્વ મેવાડ હાથમાં આવ્યુંછે-ત્યહારે શાવાસ્તે હવે એટલો વિચાર કરોછો મહારાજ?

(ગીતિ.)

**પ્રતાપસિંહ**—

હજિ નવ ઉદ્ધાર્યો મ્હેં ચિતોડગઢ, ત્યહાં લગી ન શાંતિ વળે,
નહિં આરામ વિરામો, નિદ્રા પણ મુજ થકી સુદૂર પળે. ૧
આ ઉદયપુર શિખર પર ચઢિ ગઢ નિરખું ચિતોડ જે ટાણે,
હા! તે વેળ હૃદય આ થાય શું તે કોણ મુજ વિણ જાણે? ૨
ભૂમિ પિતૃજન તણી જે મુજ પૂર્વજ કેરિ કીર્તિ જે શું જડી,
ધોયાં જે શૈલસ્થળ પૂર્વજ રુધિરોનિ ધારથિ ઘડિ ઘડી. ૩
હા! તે ચિતોડ આગે આજ હું બનિયો પુરો વિદેશી જો,
દિધેલ દેશવટો વા નિરંતર તણો બન્યો પ્રવાસી શો! ૪
અપરિચિત શું કંઇ જાણે સંબન્ધ ન તે શું મુજ આજ દિને.
હા મહિષિ! કલ્પના એ કરવીજ અસહ્ય લાગતી મુજને. ૫
કાલ્ય બધી રજની જો નિરખ્યું સ્વપ્ન એ ચિતોડ કેરૂં મ્હેં,
એક પછી એક ઉઠયાં મુજ મન શાં ચિત્ર! શું કહું હું તે? ૬

**રાજમહિષી**—તેથીજ મહારાજ ત્હમે વખતે વખતે સુતા સુતા બોલી ઉઠતા હતા. હવે હું સમઝી.

**પ્રતાપસિંહ**—જો મહિષિ!

(રોળાવૃત્ત.)

મુજ મન નજર સમક્ષ પ્રથમ ઉભો જો આવી
યુવાન બાપ્પારાવ બાહુ બળ જેહ ચલાવી.
મૌર્ય વંશ શું ઝુઝી પ્રથમ સંપાદિત કીધો,
રાજમુકુટ ચિત્રોડ તણો; તે પૂજ્ય શું દીઠો? ૧
દીઠો તે પછિ વીરશ્રેષ્ઠ સમરસિંહ મ્હેં તે
સ્વતંત્રતા રજપૂત તણીના અંત દિને તે
નદિ કાગાર કિનાર પૃથ્વીરાજ તણી સંગે
કરવા અર્પણ પ્રાણ, થતો સજ્જ યુદ્ધરંગે. ૨
પછિ છબિ જો પલટાઇ સ્વપ્નપટ પરે અનેરી,
નિરખ્યા ધરિ કરમાંહિ, રાતિ ધ્વજ ચિતોડ કેરી,
લક્ષ્મણ રાણા તણા બાર સુત ગર્વે ભરિયા,
દુર્ગમ ચિતોડ દુર્ગ શિખરપર થકી ઉતરિયા, ૩
ઉતર્યા બારે વીર એક પછિ એક બધા તે,
કરવા રિપુગણ તણો નાશ નિજ શસ્ત્રાઘાતે,
ને ભીષણ રણક્ષેત્ર તેહ ભરિયું રુધિરેથિ,
નિરખી રહિ કુળદેવી ચિતોડનિ ગઢ ઉપરેથી. ૪
ફર્યું ચિત્રપટ બિજું અને મન ચક્ષુ સમીપે,
ઊભા બે રણધીર વીર અદ્વિતીય દીપે,
બેદનોરનો શૂર રાય જયમલ ચિતરાયો,
ને વળિ પ્રતાપસિંહ કેલવાડાનો આવ્યો. ૫
ચિતોડ ઉપર ચડાઇ છેલ્લિમાં ક્ષત્રી જાયા,
પ્રધાન વીર સમસ્ત આપણા રણ રોળાયા,
ને સેનાપતિ ભાર પડ્યો શિર પ્રતાપ કેરે,
જનનિ ત્હેનિ તે વેળ દિયે ઉપદેશશિ પેરે! ૬
ચંદાવત કુળતણી વીર એ લલના ત્યહારે,
નિજ સુતને એ માત વચન આ પેર ઉચારે:—
"જાવ પુત્ર! કેસરી ધરી લ્યો વાઘા અંગે,
ચિતોડ ગઢને કાજ આજ દ્યો પ્રાણ ઉમંગે, ૭
એમ બોલિ ક્ષણ તેજ, નિદર્શન રૂડું દેવાને,
નૂતન પરણી પ્રાણ સમી વ્હાલિ નિજ સુતાને,

સજાવિયાં શસ્ત્રાસ્ત્ર લિધી નિજ કર તરવારિ,
ગઢથિ ઉતરિ મા દિકરિ સુતાં એક રણ પથારી. ૮

તદનંતર દળભાર પડ્યો જયમલને ખોળે,
ને શૂરો જે વાર ઘવાયો બંદુક ગોળે,
ને નવદીઠી આશ અવર કંઇ જય મળવાની,
થયો ન રિપુને શરણ, આજ્ઞા દિધિ જહર ક્રિયાની. ૯

તુરતજ આઠ હજાર રજપુતો કરિ કેસરિયાં,
તાંબુલ છેલ્લીવાર એકઠા લઇ નીસરિયા,
ખોલ્યું નગરદ્વાર, પડ્યા શત્રુ ઉપર વેગે,
કેસરિયું ન લજાવ્યું રણથિ ફરિ પાછા એકે ૧૦

પડ્યું ચિત્ર પટ અન્ય ચિતરિયું રંગે ઘેરે,
દીઠો ચિતોડ કોટ છવાયો ઘન અંધેરે,
ગાઢી મેઘનિ માલ વિંટાઇ ચોગમ વળતી,
અધિદેવી ચિત્રોડ તણી દીઠી મ્હેં પળતી. ૧૧

કારા રાણી દેવિ એહ ગઇ ચિતોડ ત્યાગી,
ને દીઠું જે ઉદયસિંહ—હા ! તે હતભાગી,
ઉદયસિંહ મુજ તાત—તજી ગઢ ચિતોડ ન્હાસે,
પૂર્વજ કેરી કીર્તિ વશી ચિર જ્યહાં ઉલ્લાસે. ૧૨

પાછું સ્વપ્ને રૂપ બદલિયું; દીઠું પછી જે
અશ્રુમતી—મુજ અશ્રુ—ભાગ્ય હિણિ અશ્રુમતીને,
હરિ લઇ જાએ તુર્ક; એટલે નિંદ મુજ ઊડી,
સહસા ઉઘડ્યાં નેન,—વ્યાપિ પિડ હઇડે ઊંડી. ૧૩

**રાજમહિષી**—મહારાજ ! અશ્રુમતીની વાત હવે સંભારી આપશો નહિં. નિશ્ચય વાઘ લઇ ગયો છે, ત્હમે હવે એ વાતનો વિચાર ના કરો. જે નસીબમાં હતું તે થયું છે. હું શું કરું તે સૂઝતું નથી. શું કર્યાથી ત્હમે સર્વ એ વાત ભૂલશો, તે હું સમઝી સકતી નથી. મ્હારામાં જો હેની કંઇ મોહની શક્તિ હોત તો મહારાજ—

**પ્રતાપસિંહ**—ત્હમારી મોહની શક્તિ શું નથી મહિષિ ?—ત્હમારામાં ન હોત તો શું હું આટલા દિવસ જીવતો રહી સકત ?—ત્હમારું આ મુખ જોઇને હું ઘણી વેળાએ મ્હારી મર્મની પીડા સર્વ ભૂલી ગયો છું.

( એક રક્ષક પ્રવેશ કરેછે. )

**રક્ષક**—( નમન કરીને ) મહારાજ! અકબરની પાસેથી એક દૂત આવ્યો છે.

**પ્રતાપસિંહ**—દૂત?–સંધિની વાત?–કહે મ્હારી સાથે મોલાકાત કરવામાં કંઇ ફળ નથી.

**રાજમહિષી**—મહારાજ–શી વાત લઇને દૂત આવ્યો છે? એક વાર સાંભળો તો ખરા, ત્હેમાં દોષ શો છે?

**પ્રતાપસિંહ**—સારું, ત્હેને આવવાનું કહો.

**મહિષી**—હું હાલ ત્યહારે આ તરફ જાઉં છું.

( મહિષી જાય છે અને દૂત આવેછે. )

**પ્રતાપસિંહ**—શી ખબર?

**દૂત**—મહારાજ! શેહેનશાહ બાદશાહ અકબરની કનેથી હું આવ્યો છું. આપને જે વાત કહેવાને ત્હેણે મ્હને હુકમ કર્યો છે તે સાંભળો.

**પ્રતાપસિંહ**—સારું, બોલો.

**દૂત**—મહારાજ! આપ સ્વતંત્રતા–રક્ષાને માટે જે ભયાનક કષ્ટ સહન કરો છો, તે સાંભળીને ત્હેમનું હૃદય પિગળી જાય છે. તે હવેથી આપના પ્રતિ કંઇ જુલમ કરશે નહિં; આપ હવે નિશંક ચિત્તથી કાળ ગાળો.

**પ્રતાપસિંહ**—દૂત! બંધ કરો, હવે હું સાંભળવા મ્હાતો નથી. ઘણું થયું, હેના શિવાય બીજી કંઇ વાત છે?

**દૂત**—નહિં મહારાજ.

**પ્રતાપસિંહ**—ત્યહારે ત્હમે હાલ જાઓ. ત્હમારા પ્રભુ અકબરશાહને કહેજો કે ક્યહારે રણક્ષેત્રમાં ત્હેની સાથે મોલાકાત થાય ત્હેને માટે હું વાટ જોઉં છું—સૂર્યવંશીય રાણો પ્રતાપસિંહ ત્હેની કૃપાનો આકાંક્ષી નથી.

**દૂત**—મહારાજ! ત્યહારે હું રજા માગુ છું.

( દૂત જાયછે. )

**પ્રતાપસિંહ**—( ઉઠીને ) શું મ્હારા પ્રતિ અકબરની કૃપા!

( વિષમ હરિગીત. )

એ થકી તો હું ભલે ધિક્કાર અવમાનના સહું,
વેઠું અવજ્ઞા રિપુ તણી, પણ કૃપા કદિયે ના ગ્રહું ;
કૃપા લેવી રિપુનિ એથી અધિક દુઃખ ન જગ વિશે,
ભલું મરવું એથિ,—પ્રતાપ કદિ માનવ કૃપા નવ ભીખશે.

( પ્રતાપસિંહ જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થલ—મંડળગઢમાં સેલિમની છાવણી.

( પૃથ્વીરાજ પ્રવેશ કરેછે. )

**પૃથ્વીરાજ**—( ફરતો ફરતો સ્વગત ) એક દિવસ તો ગયો. કાલે શુક્તસિંહની સાથે પાત્ર લઇ જવાની વાત થઇ હતી. પરંતુ જે સઘળા પાત્રને ઉદ્દેશીને મ્હેં કહ્યું હતું ત્હેમની પાસેથી તો નિરાશ થઇ પાછા આવવું પડયું, હવે હું શું કરું, શુક્તસિંહ આવશે તો હવે ત્હેના હાથમાં વગર આનાકાનીએ આત્મ-સમર્પણ કરવું પડશે.

( વસંતતિલકા. )

પેલી સતૃષ્ણનયને નિરખંતિ ભાવે
બાળા રહી તલસિ લગ્ન કિવાર આવે,
હા ! શું હું તેહ અબળા તણિ સર્વ હાવે,
આશા તણો કરું વિનાશજ ક્રૂર ભાવે ? ૧

હેની સુખાશ સઘળી મુજમાં ટકેલી,
ત્હેને કઠોર કરથી દઉં કાં ઉખેડી ?
દેવા મ્હને સુખ કરંતિ પ્રયત્ન શા એ ?
ત્હેનો શું આજ બદલો દઉં છેલ્લિ વારે ? ૨

ત્હેણેજ અશ્રુમતિની કરિ વાત પ્હેલે,
તો તેશું આમ વ્યવહાર કરૂં શું છેલ્લે ?
મ્હારૂં થયું ધન બિજાનું શું કાંઇ થાએ ?
માની રહી કરતિ સંશય કાંઇ નાએ. ૩

એ નિશ્ચયેજ સરળા ટકિ બાળિકાએ,
વિશ્વસ્ત ચિત્તથિ બધું કહ્યું કન્યકાએ;
સંદેહ કાંઇ ઉપન્યો નહિં સ્વપ્નમાં જે,
છેલ્લે વિનાશ સહુ આશ તણોજ થાશે. ૪

શા વાસ્તે હું શુક્તસિંહની કને વાત કરવા ગયો? કહેવું ભયાનક વગર બુદ્ધિનું કામ કર્યું છે? હવે શું એ વાતને ફેરવી સકીશ? ના તે કેમ થાય? વળી આમ જોતાં પ્રતાપસિંહનું કલંક મ્હારો પ્રાણ છતાં શી રીતે જોઇ સકે? હાય! હાવી બન્ને તરફની યંત્રણા શત્રુને પણ ભોગવવી ના પડશો. મ્હને કાલે સઘળી રાત્ય મનમાં થતું હતું કે જાણે આ રાત્ય હવે જાય. પરંતુ તે પણ ગઇ; બીજાના પક્ષે જે પ્રભાત હાસ્યમય સુખકર છે, તે મ્હારે પક્ષે આજ કરાળ કાળ રાત્રીના જેવું ભીષણ જણાય છે. શું શુક્તસિંહને બીજો કોઇ પાત્ર મળ્યો હશે? કે ત્હેને કોઇ જાત્યની વિપદ્ થઇ હશે કે ત્હેને આવવાને વિલંબ થયો? આ શું? પેલો શુક્તસિંહજ આ તરફ આવે છે. કહેવી ખરાબી? કહેવી ખરાબી?

(શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—કેમ પૃથ્વીરાજ પાત્ર ક્યહાં છે?

**પૃથ્વીરાજ**—પાત્ર—પાત્ર—તે—

**શુક્તસિંહ**—એ શું કહો છો, ત્હમે સર્વ ભૂલી ગયા છો કે શું?

**પૃથ્વીરાજ**—શુક્તસિંહ, ત્હમને શું સોધ કરવા છતાં કોઇ પાત્ર મળ્યો નહિં?

**શુક્તસિંહ**—શું કહો છો પૃથ્વીરાજ! ત્હમને મ્હેં આગળથી કહી રાખ્યુંજ હતું તો કે મ્હારી જાણમાં તો કોઇ પાત્ર નથી. ત્હમે તો ઘણા ઉત્સાહની સાથે ક્હેતા હતા કે પાત્રની ખોટ્ય શી? હું કાલે આણી આપીશ. તે સર્વ ભૂલી ગયા કે શું?

**પૃથ્વીરાજ**—ના. ભૂલ્યો નથી.

**શુક્તસિંહ**—ત્યહારે?

**પૃથ્વીરાજ**—ત્યહારે વળી શું? મળ્યો નહિં એટલુંજ માત્ર.

**શુક્તસિંહ**—મળ્યો નહિં એટલુંજ માત્ર? ન મળે તો શી પ્રતિજ્ઞાથી બંધાયલા છો તે સ્મરણ છે?

**પૃથ્વીરાજ**—છે-પરંતુ—

**શુક્તસિંહ**—વળી પરંતુ શું? જ્યહારે છે કહો છો ત્યહારે ઘણું છે. પાત્રને માટે એટલો વિચાર શા વાસ્તે કરો છો? પાત્ર તે ઠીક છે. હાવો લાયક પાત્ર ક્યહાં મળત? કેમ ચૂપ થઇ રહ્યા છો. જવાબ આપો.

**પૃથ્વીરાજ**—જવાબ વળી કહેવો આપું? નિરુપાયે ત્હમારા હાથમાંજ આત્મસમર્પણ—

**શુક્તસિંહ**—આ શું પૃથ્વીરાજ? ત્હમે લગ્ન કરવા જાઓ છો કે શું હું ત્હમને બળિ આપવા લઇ જાઉંછું? હેમાં નિરુપાય તે શેનું? આત્મસમર્પણ શેનું? હું તો ત્હમારી કંઇ મતલબ સમઝી સ-કતો નથી.

**પૃથ્વીરાજ**—શુક્તસિંહ! ત્હમને ત્યહારે મનની વાત ઉઘાડીને કહું. મ્હને એમ લાગેછે કે ખરેખર જાણે મ્હને કોઇ બળિ આપવા લઇ જાય છે. આ વિવાહમાં ખરેખર મ્હારા ત્હ્દયનું બળિદાન થશે.

**શુક્તસિંહ**—ત્હ્દય બલિદાન! ત્યહારે બીજા કોઇને લગ્ન કરવાનું વચન આપ્યું છે કે શું?

**પૃથ્વીરાજ**—તેમ છેક નથી; પણ ભાવભંગીથી એક જણને આશા આપી છે તે એક જાત્યનું વચન કહેવાય.

**શુક્તસિંહ**—વચન નહિં? ત્હમારી ભાવભંગીથી એક જણને આશાનો ઉદ્રેક થયો છે માત્ર? હા! હા! હા! (હસે છે) આટલાજ માટે ત્હમે વિચારમાં આકુલ છો? હા! હા! હા! ત્હમારા જેવ કવિને મ્હોએ આ વાત શોભે. એક જણના વ્યવહારથી જૂદાં જૂદાં લોકો જૂદી જૂદી આશા કરે, તેથી ત્હેને માટે કોઇ કદી દેવાદાર થઇ સકે નહિં.

**પૃથ્વીરાજ**—શું શુક્તસિંહ! ત્હમે હાંસીમાં ઉડાડી નાંખો છો? એક જણ સંપૂર્ણ રીતે મ્હારા ઉપર આશા રાખેછે; હું કહેવી રીતે ત્હેની આશાનો ભંગ કરું, કહો જોઇયે? મ્હારે જ્યહારે ત્હેનું ફરી મળવું થશે ત્યહારે હું કહેવી રીતે ત્હેને મ્હો દેખાડીશ?

**શુક્તસિંહ**—ઓ! આંખ્યને શરમાવું પડશે એટલુંજ ને? હવે ત્હમારા હૃદયના બળિદાનનો અર્થ સમઝ્યો. ત્હમે કવિ માણસ છો, રજનું

ગજ કરવું ત્હમને વધારે ગમેછે. ત્હમે કલ્પનાની આંખ્યથી એમજ જુઓ છો કે જાણે ત્હમે ત્હેને હૃદય સમર્પણ કર્યુંછે, પરંતુ ત્હમે જો પોતાને સારી રીતે તપાસશો તો ત્હમને માલમ પડશે કે હજી ત્હમારી પ્રીતિ આંખ્ય ઉપર છે, હજી સુધી હૃદયના અંતર્ભાગ સુધી ગઇ નથી.

**પૃથ્વીરાજ**—શુક્તસિંહ! ત્હમે મશ્કરી કરશો નહિં, મ્હારી તે પ્રીતિ અગાધછે. મ્હારા મનનો ભાવ ત્હમે શું સમજો?

**શુક્તસિંહ**—ઠીકછે. કોણ ત્હમારા પ્રેમનું પાત્ર છે તે કહો જોઇયે. તે કહેવાને કંઇ હરકત છે કે?

**પૃથ્વીરાજ**—મલિના નામની એક પ્રતિષ્ઠિત રજપૂત સ્ત્રી.

**શુક્તસિંહ**—ઓ! આપણી મલિના? અશ્રુમતીની સખિની વાત શું ત્હમે કહોછો? ત્હેની સાથે તો મ્હારુ હમેશા ઘણું કરીને મળવું થાય છે.

**પૃથ્વીરાજ**—હા તેજ.

**શુક્તસિંહ**—હા! હા! હા! હા! (હસેછે.) અશ્રુમતી, મ્હારી અશ્રુમતીની સાથે ત્હમે ત્હેની તુલના કરો છો? ત્હમે શું અશ્રુમતીને જોઇછે?

**પૃથ્વીરાજ**—ના.

**શુક્તસિંહ**—ઓહ! તેથીજ હેવી વાત કહોછો. પ્હેલાં એકવાર જુઓ ત્યહાર પછી સર્વ સમજશો.

**પૃથ્વીરાજ**—ત્હમે હવે જે કહેશો તે કરવું પડશે. પ્હેલાં શું કરવું પડશે તે કહો.

**શુક્તસિંહ**—પ્હેલાં અશ્રુમતીને ત્હમારે મળવું પડશે.

**પૃથ્વીરાજ**—તે કહેવી રીતે થશે? ચોતરફ પ્હેરો છે.

**શુક્તસિંહ**—મ્હને ત્યહાં જવાનો અધિકાર છે. હું ન્હાઉ ત્હેને મ્હારી સાથે લઇ જઇ સકું, ત્હેમાં કોઇ અટકાવ કરી સકશે નહિં.

**પૃથ્વીરાજ**—પરંતુ શુક્તસિંહ! હું પ્રેમની વાત ત્હેની આગળ કદી પણ કહી સકીશ નહિ. હૃદયની વાત પ્હરાણે થઇ સકતી નથી. હૃદયમાં ત્હેવો અનુભવ ના થતો હોય, તો તે કાંઇ વાત ઉત્પન્ન થઇ શકે?

**શુક્તસિંહ**—ઘણું સારું, તે સર્વ વાત પ્હેલાં કરવાની કંઇ જરૂર નથી ત્હમારી મલવાની વેતરણ મ્હેં આગળથી કરી રાખી છે. ત્યહાં

જઇને જોશો કે હેવો ભાવ મનમાં આવશે પણ નહિં. અશ્રુમતી મા-બાપની ખબર મેળવવાને ઘણી વ્યાકુલ છે, ત્હેણે મ્હને તે વિશે પૂ-છ્યાથી મ્હેં ત્હેને કહ્યું છે કે ત્હારા પિતાનો એક પરમ બંધુ અહિયાં છે ત્હેને વચ્ચે વચ્ચે ત્હારા પિતા તરફથી પત્ર આવેછે. હું ત્હેનેજ ત્હમારી કને મોકલીશ. ત્હને ત્હેની કનેથી સર્વ ખબર મલશે હેવી વાત થઇછે. હવે ત્હમારે ત્યહાં જવામાં કંઇ હરકત આવશે નહિં. કેમકે મળવાની આ યુક્તિ આગળથીજ થયેલી છે.

**પૃથ્વીરાજ**—ઠીક ત્યહારે.

**શુક્તસિંહ**—ત્યહારે આ વાત નક્કી થઇ, હું હવે જાઊંછું.

(શુક્તસિંહ જાયછે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત) એક વાર મળવામાં શું નુકશાન છે? મલિનાને મ્હારા હૃદયમાંથી તો કોઇ દૂર કરી સકશે નહિં.

(પૃથ્વીરાજ જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

—:o:—

### સ્થલ—અશ્રુમતીનો મુકામ.

(શુક્તસિંહ અને પૃથ્વીરાજ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—ત્હમે આ ખંડમાં બેસો. હું અશ્રુમતીને મોકલું છું.

(શુક્તસિંહ જાયછે)

**પૃથ્વીરાજ**—(સ્વગત) મલિનાની સાથે મુલાકાત થશે તો હું શું કહીશ? કેમ? હું અશ્રુમતીને ત્હેના માબાપની ખબર આપવા આવ્યો છું. બીજું તો કંઇજ નથી. ખરેખર મ્હારા મનમાં હમણાં અન્ય ભાવ નથી. ત્યહારે મલિના અહિંયાં આવે તો શું નુકશાન છે! પેલી અશ્રુમતી આ તરફ આવે છે. આહા ક્‌હેવો સૌન્દર્યનો પ્રવાહ! જે બાજુએથી આવે છે તે તરફ એકદમ પ્રકાશ થઇ રહ્યો છે!

(વિષમ હરિગત)

મલય પવન શું અલક ફૂટા આમ તેમ રમંત શા!
બાવે ગળ્યાં આ દીર્ઘ વાંકાં જુગલ નયન ઢળંત શાં!

સરલતા સહ માધુરી મલિ; નેન પર કહોણે વળી
કર ચારુતા પિછિ લઇ જુગલ ભ્રૂરેખ ઝિણિ ઝિણિ ચિતરી.

(અશ્રુમતી પ્રવેશ કરે છે.)

**અશ્રુમતી**—કાલે મ્હને કાકાએ કહ્યું હતું કે ત્હમે મ્હારાં માબાપની ખબર આપી શકશો. તે માટે હું તમારી પાસે આવી છું.

**પૃથ્વીરાજ**—હા રાજકુમારિ! હું પણ તે માટે આવ્યો છું.

**અશ્રુમતી**—ત્હમે અહિં બેસો.

(બન્ને બેસે છે.)

**અશ્રુમતી**—તેઓની શી ખબર છે.

**પૃથ્વીરાજ**—હાલ પ્રતાપસિંહની તરફથી મ્હારે કોઇ પત્ર આવ્યો નથી. પરંતુ મ્હારા એક બંધુના પત્રથી જાણ્યું છે કે તે ઘણા માંદા થયા છે.

**અશ્રુમતી**—માંદા છે? (સ્વગત) શું થશે? હું હોત તો કેટલી સેવા કરત! હવે શું કહું! સેલિમને કરૂં? ત્હેને કહીશ તો તે શું મ્હને લઇ જશે નહિં? હાય! (પ્રકાશ) માતાજીની શી ખબર છે?

( સેલિમ અને ફરિદખાંન પ્રવેશ કરેછે. )

**સેલિમ**—પૃથ્વીરાજ! અહિ ત્હમે કોના હુકમથી આવ્યા છો? અહિં આવવાનું ત્હમારે શું કામ હતું? જાણુતા નથી કે અહિંયાં જેને ત્હેને આવવાની પરવાનગી નથી?

**પૃથ્વીરાજ**—( ઉઠીને ) મ્હને શુક્તસિંહ અહિંયાં લાવ્યા છે. હું પોતાની ઇચ્છાથી અહિં આવ્યો નથી.

**સેલિમ**—અહિંયાંથી હમણાં ને હમણાં ચાલ્યા જાઓ, નહિં તો ( તરવાર મ્યાનમાંથી બ્હાસ્ય કાઢે છે. )

**અશ્રુમતી**—( બ્હીને ) આ શું સેલિમ? આ શું સેલિમ?

**પૃથ્વીરાજ**—( તરવાર ઉઘાડીને ) સુલતાન! હું રજપૂત છું તે તમને સ્મરણ છે? રખેને રાજકુમારી ભયભીત થાય એ વાસ્તે હું બીજું કાંઇ કહ્યા શિવાય ચાલ્યો જાઊં છું. શુક્તસિંહને પૂછજો, કે હું મ્હારી પોતાની ઇચ્છાથી આવ્યો છું કે કેમ.

( પૃથ્વીરાજ જાય છે. )

**અશ્રુમતી**—( સ્વગત ) સેલિમ જો એકલો હોત તો હું ત્હેને માબાપની કને લઇ જવાની વિનંતિ કરત. ફરિદ શા વાસ્તે વળી આ

વખતે અહિં આવ્યો? જો તે વધારે માંદા પડે, જો ત્હેમની સાથે મ્હારું હવે મળવું ન થાય—હમણાં તો જાઉં.

( અશ્રુમતી સજળ નયને જાય છે. )

**ફરિદ**—કહેવા સાહસથી એ અહિં આવ્યો? કહેવી હિમ્મત! એક વચન શું બોલ્યો તે સાંભળ્યું હજુર? "રખેને રાજકુમારી ભયભીત થાય" આ બધી વાત સાંભળીને મ્હને પણ ગુસ્સો ચઢે તો હજુરને તો થાયજ.

**સેલિમ**—હું તે વાતનો વિચાર કરતો નથી. અશ્રુમતી શા માટે સજળ નયને જતી રહી ત્હેનોજ વિચાર કરું છું.

**ફરિદ**—બીજું કંઇજ નહિં, આ એક કાપાકાપી થવાની શરુવાત થઇ તેથી ઓરત જાતનું મુલાયમ દિલ હોય છે. તેથી હેવું થઇ સકે. હાની પ્હેલાં પણ જ્યહારે આપણે દૂરથી છુપાઇને જોતા હતા ત્યહારે ઊંડો લાંબો નિસાસો નિકળતો હતો; તે એક જોવાની વાત છે. ત્હેનો તો હજુરે કંઇ વિચાર કરવો નહિં. એ કંઇજ નહિં. ત્હેનો કંઇ વિચાર કરતો નથી. હજુર! પેલા મ્હારા બેટાના વચનથી શરીર બળી જાયછે, અશ્રુમતીની મુક્તિ થયાથી સુખી થઇશ. "પ્રાણ સુધ્ધા આપી સકીશ" "રખેને રાજકુમારી ભયભીત થાય" આ તે શી વાતો છે.

**સેલિમ**—હેને કોણે અહિંયાં આવવા દીધો? શુક્તસિંહનેજ મ્હેં અહિં આવવાનો અધિકાર આપ્યોછે. ત્હેણે કોના હુકમથી હેને અહિં આવવા દીધો? હું હમણાં જાણવા મ્હાઉ છું. જા ફરિદ! શુક્તસિંહને હમણાંજ મ્હારી પાસે લાવ્ય.

**ફરિદ**—જેવો હુકમ હજુર!

**સેલિમ**—ફરિદ! આ પ્હેલાં કદી શું ત્હેં દીર્ઘ નિસાસો નાંખતા જોઇછે કે?

**ફરિદ**—તે તો તે વખતે હજુરે પણ બરોબર જોયું હતું.

**સેલિમ**—ઓ! ઓ!

(સેલિમ અને ફરિદ જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

—:o:—

### સ્થલ—છાવણીમાં સેલિમનો મુકામ.

(સેલિમ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—(સ્વગત) પ્રેમીના મનમાં જરાકમાં કેટલો સંદેહ થાયછે ! એ કેવળ મ્હારી કલ્પના હોવી જોઇયે ! તે સરળાના ઉપર શું કોઇને પણ કદી સંદેહ આવી શકે ? પરંતુ આટલા મનુષ્ય હોવા છતાં પૃથ્વીરાજ ત્યહાં શાવાસ્તે ? તે તો ત્હેનો કંઇ સગો થતો નથી. ત્હેને મ્હેં કૃપા કરીને છોડચો. કૃતજ્ઞતા તો એક બાજુએ રહી પણ ત્હેનો શું હેવો વ્યવહાર ! આ વખતે ત્હેને સામાન્ય બંધીવાન પ્રમાણે બંદીખાનામાં કેદ કરવો જોઇયે. હવે કહેવી રીતે પ્રાણ આપેછે તે જોઇયે. કોણ છે પ્હેરા ઉપર ?

( પ્હેરેગિરો પ્રવેશ કરેછે. )

**પ્હેરેગિર**—શો હુકમ હજુર સુલતાન ?

**સેલિમ**—મ્હેં પૃથ્વીરાજને સખ્ત કેદખાનાની સજા કરી ( જમીન ઉપર પગ પછાડાને ) હમણાં ને હમણાં આ હુકમનો અમલ થવો જોઇયે.

**પ્હેરેગિર**—જે'વો હુકમ હજુર ! હમણાંજ અમલ થશે.

( પ્હેરેગિરો જાયછે. )

( શુક્તસિંહ અને ફરિદ પ્રવેશ કરેછે. )

**શુક્તસિંહ**—સુલતાન ! પૃથ્વીરાજને શું કેદખાનામાં મોકલવાનો હુકમ થયો છે ? શા અપરાધથી હેવી મ્હોટી સજા થઇ ?

**સેલિમ**—શા અપરાધથી હેવી મ્હોટી સજા થઇ ? જેવો મ્હોટો અપરાધ છે ત્હેને લાયક સજા કંઇજ નથી. એમ કહી સકાય. એક અનાથ બાળિકાના મકાનમાં એક પુરુષે વગર પરવાનગીએ ધસવું હેના કરતાં મ્હોટો કિયો થઇ સકે ? મ્હેં પોતે ત્હેના રક્ષણાવેક્ષણનો ભાર લીધો છે. હેવા પ્રતિષ્ઠિત કુલની લાજ સાચવવી એ મ્હારી ફરજ છે.

**શુક્તસિંહ**—( સ્વગત ) મ્હારું શરીર ક્રોધથી બળી જાય છે. એ હમારા કુળની લાજ રાખવા આવ્યો છે ? આ લે, હેની છાતીમાં આ તરવાર ખોસું ? ના–ક્રોધ કર્યે ચાલશે નહિં. કરીશ તો સર્વ કામનો નાશ થશે. ( પ્રકાશ ) સુલતાન ! અશ્રુમતીની લાજ સાચવવાને આપનો ઘણો યત્ન છે તે સાંભળીને હું કૃતજ્ઞ થયો. પરંતુ ત્હેમાં પૃથ્વીરાજનો અપરાધ તો નથી. હુંજ ત્હેને ત્યહાં લઇ ગયો હતો.

**સેલિમ**—શું? શુક્તસિંહ! ત્હમે ત્હેના કાકા થઇને ત્હમારું આ કામ! પૃથ્વીરાજ ત્હમારો કાંઇ સગો તો થતો નથી?

**શુક્તસિંહ**—હાલ નથી ખરો, પરંતુ જલદી થશે?

**સેલિમ**—તે કહેવી રીતે?

**શુક્તસિંહ**—આપની આગળ તે દિવસે મ્હેં કહ્યું હતું કે અશ્રુમતીના વિવાહ માટે એક પાત્રની સોધ કરવી પડશે. આપ પણ ત્હેમાં રાજી થયા હતા. પૃથ્વીરાજનેજ તે પાત્ર નક્કી કર્યો છે પરંતુ આપે કહ્યું હતું કે અશ્રુમતીને પસંદ નહિં પડે તો કોઇની બલજોરીથી લગ્ન કરાવવામાં મ્હારી સંમતિ નથી. તેજ વાસ્તે મ્હેં એક એકને મળવાની વ્યવસ્થા કરી હતી.

**સેલિમ**—પરંતુ શુક્તસિંહ! ત્હમે જે પાત્ર નક્કી કર્યો છે, તે અતિ કુપાત્ર છે, ત્હેની સાથે કદી વિવાહ કરી સકાય નહિં. તે હેવો જંગલી છે કે કહેવી રીતે લોકોની મર્યાદા રાખવી એ વિષયમાં હેનું જરા પણ લક્ષ નથી. મ્હારી સાથે ત્હેણે જે બેઅદબીની વર્તણુક કરી છે, ત્હેને વાસ્તે બીજી મ્હોટી સજા આપવી ઉચિત છે, માટે ત્હેને છોડીને ત્હમે બીજા કોઇ પાત્રની સોધ કરો.

**શુક્તસિંહ**—સુલતાનના અભિપ્રાયથી વિપરીત કામ કરવા હું ચ્હાતો નથી. ઠીક ત્હેમજ કરવામાં આવશે.

(શુક્તસિંહ જાયછે.)

**સેલિમ**—કેમ ફરીદ! પૃથ્વીરાજને લાયક સજા થઇછે કેની?

**ફરિદ**—સુલતાન! સજા જરા વધારે હોતે તો કંઇ નુકસાન જેવું ન હોતું. પણ પૃથ્વીરાજનો એકલાનોજ અપરાધ નથી.

**સેલિમ**—સર્વ વાત મનમાં ન લાવ્ય. અશ્રુમતીનો કંઇ અપરાધ નથી. પૃથ્વીરાજની ધૃષ્ટતાને લાયક સજા આપી છે.

(સેલિમ પછી ફરિદ જાય છે.)

---

# પ્રવેશ ૫ મો.

—:o:—

## સ્થલ—છાવણીની પાસેનો રસ્તો.

(શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—(સ્વગત) ના, હવે સ્હેલા ઉપાયથી કાંઇ ફળ થશે નહિં. દુર્મતિ સલિમની મતલબ હવે સ્પષ્ટ એક જૂદીજ જાણ્યાની જણાય છે, હવે અશ્રુમતીને અહિંયાંથી બળપૂર્વક લઇ જવાનો માર્ગ જોઉં. વખતસર નહિં લઇ જાવામાં આવે તો વિપદ્‌ની સંભાવના છે. મલિનાની કનેથી હેવું સાંભળ્યું છે કે સેલિમના ઉપર અશ્રુમતીનો ઘણો પ્રેમ પેદા થયોછે, ત્યહારે ત્હેને સ્હેલાઇથી લઇ જવી મુસ્કેલ છે. સારું, હું એકવાર ત્હેની પાસે જઇને પૃથ્વીરાજની સાથે લગ્ન કરવાની સૂચના કરું, તે શું ક્‌હેછે તે જોઉં. હવે પૃથ્વીરાજનો કહેવી રીતે ઉદ્ધાર કરું? પેલો ફરિદ આવેછે. હેના મનનો ભાવ કહેવી રીતનો છે તે જાણવું જોઇયે. જો હેનાથી કંઇ મદદ મળી સકે તો જોઉં.

(ફરિદ પ્રવેશ કરેછે.)

**ફરિદ**—કેમ મહારાજ! આટલા બધા વિચારમાં બેઠાછો?

**શુકતસિંહ**—પૃથ્વીરાજ મ્હારો પરમ બંધુ છે તે કેદખાનામાં બંધ થયોછે. તેથીજ મ્હોટું દુ:ખ થાયછે.

**ફરિદ**—મહારાજ! મ્હારી આગળ કંઇ વાત છૂપાડશો નહિં. મ્હને પણ ત્હમારો એક બંધુ જાણજો. મ્હેં પૃથ્વીરાજને છોડવવાને માટે સુલતાનને બહુ સમઝાવ્યો છે. બીજી એક કળ ક્યહાં દબાવવી જોઇયે તે જાણોછો કે? તે પણ હું ત્હમને કહી દઉંછું. ત્હમારી રાજકુમારીને ક્‌હેજો તે પણ સેલિમને એ વિષયમાં આગ્રહપૂર્વક વિનંતિ કરે તો તેથી નિશ્ચય કામ પાર પડશે. ત્હમારી સાથે વધારે વાત કરવી સારી નથી. કોણ જાણે વખતે કોઇ સંદેહ કરે. હું જાઉં છું.

(ફરિદ જાયછે.)

**શુકતસિંહ**—(સ્વગત) ફરિદે જે વાત કહીછે તે કંઇ ખોટી નથી. હવે કંઇ કરવું પડશે નહિં, પૃથ્વીરાજ કેદખાનામાં રૂદ્ધ થયો છે; એ ખબર મલિનાને આપ્યાથીજ ઘણું થશે. તે જરૂર અશ્રુમતીની પાસે જઇને રડી પડશે અને અશ્રુમતી પણ તેથી જરૂર ત્હેને છોડવવાને

માટે સેલિમને વિનંતિ કરશે. ચાલ જાઉં. પ્હેલાં મલિનાને આ ખબર આપી આવું.

(શુક્તસિંહ જાયછે.)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થલ—અશ્રુમતીનો મુકામ.

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**અશ્રુમતી**—(સ્વગત) હા! સેલિમ ક્યારે આવશે? તે જો મ્હને પિતાજીની કને એક વાર લઇ જાય તો કેહેવી ખુશ થાઉં? કેટલા દિવસ થયા માબાપને જોયાં નથી. પરંતુ સેલિમ જો કોઇ બીજાની સાથે જવાને કહે તો હું કેમ સ્વિકાર કરું? ત્હેને જોયા વિના હું શી રીતે રહી સકું?

( રોતી રોતી મલિના પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—આ શું બ્હેન મલિના! તું શા વાસ્તે રડે છે. ?

**મલિના**—અશ્રુમતિ! મ્હારો સર્વ નાશ થયો છે. પૃથ્વીરાજને–મ્હારા પૃથ્વીરાજને, સુલતાને કેદ કરી રાખ્યો છે હવે શું કરું? હું શું સેલિમની પાસે જઇને પગે પડું? મ્હારી વાત શું તે સાંભળશે? બ્હેન! પૃથ્વીરાજે શો અપરાધ કર્યો કે ત્હેને આ દંડ થયો?

**અશ્રુમતી**—તેઓ કેદ કેમ થયા? બ્હેન રોઇશ નહિં? સેલિમ આવશે ત્યારે હું તેઓને છોડવાને માટે કહીશ, તે જરૂર છોડશે. બ્હેન તું કંઇ ચિંતા કરીશ નહિં.

**મલિના**—બ્હેન! હું ત્યારે નિશ્ચિંત થઇ રહું છું ( સ્વગત ) હમણાં એક વાર જોઉં, ત્હેમનું દૂરથી પણ જરા દર્શન થાય તો. ( પ્રકાશ ) હું જાઉં છું.

( મલિના જાય છે. )

**અશ્રુમતી**—( સ્વગત ) પેલા સેલિમ આવે છે. આહા! હવે જીવમાં જીવ આવ્યો.

( સેલિમ પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—સેલિમ! ત્હમે આજ કેમ આટલા મોડા આવ્યા? હું ત્હમારી વાટ ક્યારની જોતી બેઠી હતી.

**સેલિમ**—અશ્રુમતિ! ત્હમે શું હાલ મ્હારી વાટ જોતાં બેઠાં હતાં. હવે મ્હારાં નશીબ ફર્યા કે શું?

**અશ્રુમતી**—એ શું બોલ્યા સેલિમ?

**સેલિમ**—આજ કાલ મ્હારા કરતાં પૃથ્વીરાજને ત્હમે વધારે જોવા ઇચ્છતા નથી કે શું?

**અશ્રુમતી**—પૃથ્વીરાજ! પૃથ્વીરાજ મ્હારો કોણ છે કે ત્હેને જોવાની ઇચ્છા કરું?

**સેલિમ**—પૃથ્વીમાં હેવી કઇ સ્ત્રી છે જે પોતાના થનારા પતિને જોવાની ઇચ્છા ન કરે?

**અશ્રુમતી**—થનાર પતિ? પૃથ્વીરાજ થનાર પતિ? હું તો કંઇ સમજી સકતી નથી. શા વાસ્તે ત્હમે મ્હને પીડા આપો છો સેલિમ? કાકા એ મ્હારા માબાપની ખબર આપવાને માટે ત્હેને અહિં મોકલ્યો હતો, તે શિવાય હું કંઇ પણ જાણતી નથી. સેલિમ! સેલિમ! મ્હને શા વાસ્તે આ વાત કહો છો? (રુવે છે.)

**સેલિમ**—(સ્વગત) આહા કહેવું આશ્ચર્ય! આ સરળા બાળાના ઉપર કોઇનો પણ શું સંદેહ થઇ સકે? (પ્રકાશ) ના, અશ્રુ! તું રોઇશ નહિં. હવે હું સર્વ સમઝ્યો. આપણા લગ્નની આ વેળાએ સર્વ તૈયારી કરવાનું કહું છું. હવે વિલંબ કરવાની જરૂર નથી. હું જાઉં છું.

**અશ્રુમતી**—સેલિમ! એક મ્હારી વિનંતિ છે.

**સેલિમ**—વિનંતિ? મ્હારો પ્રાણપર્યન્ત ત્હારા હાથમાં સોંપ્યો છે, ત્હારી એક વિનતિ શું હું રાખીશ નહિં? શું તું ચ્હાએ છે. અશ્રુ! કહે.

**અશ્રુમતી**—પૃથ્વીરાજની વાત હમણાંજ કહી હતી. ત્હેને ત્હમે કેદ કર્યો છે. હેવું મ્હેં સાંભળ્યું છે. તે છુટે એમ હું ચ્હાઉં છું. બીજું કાંઇજ નહિં. ત્હેનો તો કંઇ અપરાધ નથી.

**સેલિમ**—પૃથ્વીરાજ! પૃથ્વીરાજને છોડવો?

**અશ્રુમતી**—હા, સેલિમ.

**સેલિમ**—(થોડો વિચાર કરીને) સારું હું હમણાંજ ત્હેને છોડી મૂકું છું, ત્હારી વિનંતિ હું અગ્રાહ્ય કરી સકનાર નથી. ફરિદ?

(ફરિદ પ્રવેશ કરેછે.)

ફરિદ—હુકમ હજુર!

**સેલિમ**—પૃથ્વીરાજને હમણાંજ છોડવાનું કહો, પળની પણ વાર ન થાય.

ફરિદ—જેવો હુકમ હજુર!

(ફરિદ જાયછે.)

**અશ્રુમતી**—સેલિમ! હું હવે એક વાર પૃથ્વીરાજની સાથે મળવા ચ્હાઉં છું, મ્હારા માબાપની વાત તે દિવસે સારી પેઠે પૂછી નહોતી.

**સેલિમ**—સારું, ત્હેમાં મ્હને કંઇ બાધ નથી. હું લગ્નની હાલ તૈયારી કરવાનું કહું છું.

(સેલિમ જાયછે.)

---

## પ્રવેશ ૭ મો.

:o:

### સ્થલ—કેદખાનું.

(પૃથ્વીરાજ ગંભીર ચિંતામાં મગ્ન થયેલો દેખાયછે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત.)

(ગીતિ.)

સૌન્દર્ય ત્હેનું શું અહા! લાવણ્ય શું લ્હેરતું! સરળતા શી!
વાણી મધુરી કહેવી!—ઉઠવા ત્યહાંથી ન વૃત્તિ મુજ થાતી.

હા! હેવું રત્ન જો મ્હારા ભાગ્યમાં હોય તો હૃદયમાં અતિ સંભાળથી ત્હેને રાખી મૂકું. શું?

(સોરઠો.)

મ્લેચ્છ સ્પર્શથી થશે રત્ન કલંકિત રૂડું આ?
જ્યહાં લગિ જીવ મુજ હશે ન થવા દઉં એ યોગને.

જો એક વખત કોઇ રીતે અહિંથી છૂટી સકું તો જોઇશ સેલિમ કહેવી રીતે ત્હેને હાથ કરેછે. શી રીતે હમણાં આ કેદખાનામાંથી ન્હાશી જાઉં? તે સમઝાતું નથી.—

(સોરઠો.)

ટળવળતી શી રહી માતપિતાને કાજ એ!
નિશ્ચે ભાસે અહિં કળ ન વળે મન તેહને.

હું સેલિમના હાથમાંથી ઉદ્ધાર કરીને ત્હેને ત્હેનાં માબાપની કને લઇ જઇશ તો તેથી તે ઘણી સુખી થશે. પ્રતાપસિંહ જ્યહારે સાંભળશે કે ત્હેની કન્યાનો મ્હેં ઉદ્ધાર કર્યોછે, ત્યહારે શું તે કૃતઘ્ન થઇને મ્હારા હાથમાં ત્હેનું સંપ્રદાન કરશે નહિં?

(વસંતતિલકા.)

આ દેખું અશ્રુ અહિં અશ્રુ ભરેલ નેને,
ઉભી મ્હને વિનવતી અતિ દીન વેણેઃ—
"ચાલો ત્હમેજ મુજને લઇ પૃથ્વિરાજ!
આ યંત્રણા થકિ કરો છુટિ બંદિ આજ."

આ વાક્યથી હું શું નિશ્ચિંત રહી સકું? મ્હારા સહસ્ત્ર પ્રાણ શું તે બાલિકાને માટે વગર હરકતે હું વિસર્જન કરી સકીશ નહિ?

(નેપથ્યમાંથી ગીત ધ્વનિ)

(રાગ સોરઠ—તાલ ત્રિતાલ ચલતી.)

છોડી દે છોડી દે પંખીડું મ્હારું,
મુજ પંખીડું વ્હાલું—છોડિ દે છોડી૦
પકડિ રાખ્યું, કહે, તુજને કોણે,
અબળાને છેહ ના દે વારું—છોડિ દે છોડી૦
પ્રેમ શૃંખલાએ બાંધ્યુંતું,
કોણ છોડિ દેનારું?—છોડિ દે છોડી૦
ક્યહાં ગયું મુજને કહિ દે રે,
પુરિ હૃદપિંજર ધારું—છોડિ દે છોડી૦
નિરખિ સકું ફરિ એક વેળ જો,
છોડું ન પંખિડું પ્યારું—છોડિ દે છોડી૦
ઉભય નયનમાં રાખું તુને પછી,
નેન મિંચુ નવ ચારુ—છોડિ દે છોડી૦

**પૃથ્વીરાજ**—(સ્વગત) આ શું? મ્હારી કલ્પનાના સ્રોતમાં કોણે આ વખતે હરકત પ્હોંચાડી? મલિનાનો કંઠસ્વર તો નથી? હા, મલિનાનોજ, આ! આ વેળાએ અહિં કેમ આવી? મલિના! મલિના!

કેમ ત્હેં આજ હાવા નિર્દય રૂપથી મ્હારું સુખનું સ્વપ્નુ ભાગ્યું ? કેમ આજ હાવા કવખતે મ્હારા મધુર કલ્પના-સંગીતને ડુબાડી નાખ્યું ?—હજી પણ ગાય છે ? આ વખતે બંધ થશે હેવું જણાય છે—નહિં વળી ગાય છે. હા ! અશ્રુમતિ ! ત્હને કલ્પનામાંથી પણ વિદાય કરતાં કહેવું મર્મ ભેદી કષ્ટ થાય છે !—પેલી વળી—શું ગાય છે તે સાંભળું, હવે તો સંભળાતું નથી—ઓ પેલું—(નેપથ્યમાં ગીત થાય છે) અ( બંધ થઇ ગયું. હવે વાત સમઝ્યો—

પ્રેમ શૃંખલાએ બાંધ્યુંતું
કોણ છોડિ દેનારું ?

આ ગાયન શા માટે ગાયછે ?—મલિનાએ શું ખરેખર જાણી લીધું છે કે હું હવે ત્હેનો નથી ? આહ ! કહેવી ગાંડી ? હું શું કદી પ્રેમમાં આટલો બધો ચપલ—આટલો બધો અપરાધી-થઇ સકું ? વળી અપરાધી શેનો ?—એક ઝાડ ઉપર શું બે ગુલાબ થતાં નથી ?—પરંતુ અશ્રુમતી જો ગુલાબ હોય તો મલિના પણ શું ગુલાબ થાય ? બંનેમાં શું કંઇ ફરક નથી ?—અશ્રુની એક સહજ વાત તે શું મલિનાના ગાયન કરતાં મીઠી નહોતી ?—અશ્રુની તે સ્નિગ્ધ પ્રશાંત દૃષ્ટિથી કહેવા તરેહવાર ભાવ ઉમત્ર થતા, તે સરળ સુકુમારી માધુરી—મલિના ! આજ જોઉંછું કે એક ઝાડ ઉપર એક સરખાં બે ગુલાબ કદી થતાં નથી. તે શિવાય અશ્રુમતીનો ઉદ્ધાર કરવો—પ્રતાપસિંહના કુળ-ગૌરવનું રક્ષણ કરવું એ શું મ્હારું કર્તવ્ય સમઝીને શું નહિં કરી સકાય ?-(નેપથ્યમાં ગીત થાય છે.) આ પાછું ! આહા કહેવો ઉત્પાત !—

પ્રેમ-શૃંખલાએ બાંધ્યું તું,
કોણ છોડિ દેનારું ?
ક્યહાં ગયું મુજને કહિ દે રે,
પુરિ ત્હૃદપિંજર ધારું,

મ્હને વળી કોણ છોડતુંતું ? મ્હારી સાંકળ મ્હેં પોતેજ તોડી છે.—પરંતુ હું કહેવો ચપલ ! તે દિવસે શુક્તાસિંહની સૂચના સાંભળીને કહેવું ભયાનક કષ્ટ થયું હતું, આજે મલિનાના નામથી પણ જાણે મ્હારા—ચપલતા વળી શેની ! હું પ્રથમ જેવો હતો, ત્હેવોજ હમણાં પણ છું—કેવળ હું પોતાને સમઝી સકતો નથી—એટલુંજ

માત્ર છે. શુક્તસિંહ! ત્હમે ઠીક કહ્યું હતું કે મલિનાના ઉપર ત્હમારો જે પ્રેમ છે તે આંખ્યનો પ્રેમ છે–હ્રદયમાં ત્હેનું મૂળ નથી. હવે હું ઉત્તમ પ્રકારે સમઝયો છું કે હું ત્હેના હ્રદયપિંજરનું પંખી થઇ સકું—પરંતુ તે કદી મ્હારા હ્રદય પિંજરનું પંખી નહોતું—કદી પણ થઇ સકશે નહિં. પરંતુ હું અશ્રુમતીને માટે જેવો આતુર છું, ત્હેવી પ્રીતિ મ્હારા ઉપર ત્હેની પણ હોય–હું મ્હારી કલ્પનામાં મત્ત થઇ ગયોછું, હું તો ત્હેના મનની વાત કંઇ જાણતો નથી. આહા! આ વાત મનમાં લાવ્યાથી પણ કષ્ટ થાયછે. પેલો કોણ? આ શું? ફ્રિદ!—

(ફ્રિદખાન પ્રવેશ કરેછે.)

**પૃથ્વીરાજ**—શી ખબર ફ્રિદખાન?

**ફ્રિદ**—ખબર સારી છે—મ્હારચ નિકલો, ત્હમને છોડવાની પરવાનગી મળી છે.

**પૃથ્વીરાજ**—(ખુશી થઇને) છોડવાની? કોની કૃપા? કોની મ્હેનતથી હું છૂટી સકયો ફ્રિદ?

**ફ્રિદ**—ફ્રિદ ત્હમારો દોસ્ત છે ત્હાં ત્હમારે શી ચિંતા? સુલતાનને ઘણું ઘણું કહ્યું ત્હારે આ હુકમ કાઢ્યો.

**પૃથ્વીરાજ**—ફ્રિદ! ત્હમે મ્હારા સાચા દોસ્ત છો, એ વાસ્તે ત્હમારી પાસે હું ચિર કૃતજ્ઞતાના પાશમાં બદ્ધ થયો છું.

**ફ્રિદ**—કૃતજ્ઞતાની વાત જો કહો તો મ્હારા કરતાં બીજું એક ત્હમારું જ્યાદે કૃતજ્ઞતાનું પાત્ર છે. તે મ્હારે ખુલ્લી રીતે કબુલ કરવું પડશે.

**પૃથ્વીરાજ**—બીજો કોણ થઇ સકે? શુક્તસિંહ?

**ફ્રિદ**—ત્હમારી રાજકુમારી અશ્રુમતીએ સેલિમની પાસે ત્હમને છોડવવાને માટે રડતી આંખે ઘણીજ અરજ કરી ત્હારે તે કબૂલ થયો. નહિં તો મ્હારી વાતથી શું થઇ સકત?

**પૃથ્વીરાજ**—શું કહોછો ફ્રિદ? અશ્રુમતીએ મ્હારે વાસ્તે—મ્હારા જેવા માણસને માટે—વિનંતિ કરી હતી? મ્હારું શું આટલું બધું સૌભાગ્ય થશે?

**ફ્રિદ**—મહારાજ! હમારા સુલતાનના કરતાં ત્હમારું ભાગ્ય સારું છે. મ્હેં દાસીઓને મ્હોએ સાંભળ્યું છે, તે ઉપરથી તો સાફ જણાય છે કે ત્હમેજ રાજકુમારીના.—

**પૃથ્વીરાજ**—શું ફરિદ?–શું! સાફ કહોને.

**ફરિદ**—ત્હમે અધીરા થશો નહિં. મ્હારી એક હમણાં સલાહ સાંભળો–હાવો વખત ફરી મળશે નહિં–રાજકુમારી ત્હમારી તરફ નિગેહબાન છે. આ વખત ત્હમે પ્રેમપત્ર લખીને છૂપી રીતે ત્હેના કને મોકલો. જોજો, હમારા સુલતાનને ખબર ન પડે.

**પૃથ્વીરાજ**—મ્હારૂં એટલું સૌભાગ્ય થયું છે તે હું જાણતો ન હતો. આ હું ત્હેને લખું છું. કોની સાથે મોકલું તે સમઝી સકતો નથી. ફરિદ! ત્હમે જો મ્હેરબાની કરો—

**ફરિદ**—હેમાં વળી મ્હેરબાની શેની? પત્ર લખીને મ્હને આપજો, હું છૂપી રીતે મોકલીશ; તે બાબત કંઇ ફિકર કરવી નહિં. ચાલો હવે. આપણે કેદખાનામાંથી બ્હાસ્ય જઇયે.

(બન્ને જાય છે.)

---

# પ્રવેશ ૮ મો.

——o——

## સ્થળ—અશ્રુમતીનો મુકામ.

(અશ્રુમતી અને શુક્તસિંહ બેઠાં છે.)

**શુક્તસિંહ**—જો અશ્રુ તું મ્હોટી થઇ છે. અહિંયાંજ ત્હારૂં લગ્ન કરવાનું નક્કી કર્યું છે. જે ત્હારા માબાપની ખબર ત્હને તે દિવસે આપવા આવ્યો હતો તે પૃથ્વીરાજનેજ તું ત્હારો થનાર પતિ જાણજે. રૂપ ગુણમાં, પદમર્યાદામાં ત્હેના જેવો મનુષ્ય મળવો અતિ દુર્લભ છે. ત્હારા મનની વાત મ્હને ખોલીને કહે. કંઇ પણ શરમાઇશ નહિં.

**અશ્રુમતી**—કાકા! કાકા—

**શુક્તસિહ**—લજ્જા પામીશ નહિં. કહે અહિં જે હાલતમાં આપણે પડ્યાં છિયે ત્હેમાં હવે લજ્જાથી ચાલશે નહિં. અને અહિંયાં હમણાં બીજાઓની દ્વારાએ પણ સઘળી વાત ચર્ચાવવાનો કંઇ ઉપાય નથી. મ્હારી જે ઇચ્છા છે તે ત્હને સ્પષ્ટ કહી સંભળાવી. ત્હારા મનની વાત હવે તું સ્પષ્ટ કહે.

**અશ્રુમતી**—કાકા! સેલિમ—

**શુક્તસિંહ**—સેલિમની વાત મ્હો ઉપર પણ લાવીશ નહિં. તે આપણો શત્રુ—ત્હેની સાથે આપણો કંઇ સંબંધ નથી.

**અશ્રુમતી**—મલિના પણ એક દિવસે મ્હને ક્હેતી હતી કે તે શત્રુ છે. પરંતુ કેમ તે શત્રુ થયો? શત્રુ હોય તો મ્હારી આટલી બરદાસ્ત કેમ કરે?

**શુક્તસિંહ**—તું ના જાણતી હોય તો અશ્રુમતિ! સાંભળ તે મુસલમાન છે. તે વિધર્મી છે, તે રજપૂતકુળનો પરમ શત્રુ છે, ત્હેની સાથે આપણો કંઇ સંબંધ નથી.

**અશ્રુમતી**—કાકા! જો તે ખરેખર રજપૂતકુળનો શત્રુ હોય, અને શત્રુ હોવા છતાં મિત્રના જેવો વ્યવહાર કરે, તો ત્હેને શું ચાહી સકાય નહિં?

**શુક્તસિંહ**—શું અશ્રુ—ચાહી સકાય? તું રજપૂતની પુત્રી થઇને હાવા ઊંચા કુલમાં જન્મીને એક ધિક્કારવા લાયક યવનને શુ હૃદય આપીશ? તો પછી શું કલંક રાખવાની બીજી કંઇ જગ્યા રહેશે? તો પછી શુ હમે બીજા કોઇની આગળ મ્હો દેખાડી સકીશું? જે હાવા અપરાધથી અપરાધિની છે તે કુળકલંકિનીને હમારી રજપૂત સમાજમાં ક્ષમાની આશા પણ નથી, તે જાણે છે અશ્રુમતિ? પૃથ્વીરાજ કુળમાં, શીળમાં, ગુણમાં સર્વ વિષયમાં શ્રેષ્ઠ છે, ત્હેની સાથે જો ત્હારું લગ્ન થાય તો તું સુખી થઇશ. હવે કંઇ પણ તકરાર કરીશ નહિ. આ લગ્નમાં ખુશીની સાથે સંમતિ આપ્ય.

**અશ્રુમતી**—કાકા!—હું—

**શુક્તસિંહ**—સ્પષ્ટ કહે, ત્હારી ત્હેમાં શું ઇચ્છા નથી?

**અશ્રુમતી**—જો કોઇ રજપૂત પુત્રી રજપૂતકુળના શત્રુ સાથે વિવાહ કરવાને સંમત થાય તો રજપૂત વ્યવસ્થા અનુસારે ત્હેને શી શિક્ષા થઇ સકે? કાકા! હું તે શિક્ષા ભોગવવાને તૈયાર છું.

**શુક્તસિંહ**—સર્વનાશ! મુસલમાનની સાથે લગ્ન! કહેવી ભયાનક વાત સાંભળું છું? ત્હેની શિક્ષા શી થઇ સકે! તે વળી પૂછે છે? ત્હેની શિક્ષા બીજી શી હોય?—મરણ—આ તરવાર ઉઘાડીને તે કલંકિનીના હૃદયમાં તરત—(તરવાર મ્યાનમાંથી કાઢીને)

**અશ્રુમતી**—મારા કાકા! મ્હને વધ કરીને કલંકથી મુક્ત થાઓ. હું સેલિમના શિવાય કોઇને પણ ચાહી સકતી નથી.

**શુક્તસિંહ**—કોણ? અશ્રુમતિ! તું! તું પ્રતાપસિંહની કન્યા? ત્હારા મ્હોમાંથી આ વાત સાંભળું છું.?

**અશ્રુમતી**—જો સેલિમ સાથે પ્રીતિ કરવાથી અપરાધી થઇ હોઉં તો મ્હારો અપરાધ ખુલ્લી રીતે હું સ્વીકાર કરું છું.

**શુક્તસિંહ**—શું? સેલિમની સાથે લગ્ન? જે કહે છે તે શું સાચું છે? તે શું અશ્રુમતી છે કે કોઇ બીજી? તું શું સૂર્યવંશની કન્યા અશ્રુમતી છે? ત્હેં તે ધિક્કારવા લાયક મુસલમાનને હૃદય આપ્યું છે?

**અશ્રુમતી**—હા કાકા આપ્યું છે. મ્હારો વધ કરો.

**શુક્તસિંહ**—રજપૂતકુળની કલંકિની! તું મરવાની ઇચ્છા કરે છે? મૃત્યુજ ત્હારે લાયક ખરેખરો દંડ છે-(મારવાને જાયછે, પણ એકદમ વિચાર આવ્યાથી અટકીને સ્વગત) આહા! હેમાં હેનો અપરાધ નથી. મલિનાની કનેથી હેની જે જીવનની ઘટના સાંભળી છે તેથી હેને માફ કરવું જોઇએ. ભીલોમાં સર્વ જીવન ગાળ્યું છે. હેથી રજાપૂતકુળનું ગૌરવ શી રીતે જાણી સકે? હવે ત્હેને બળજોરીથી અહિંયાંથી લઇ જવી જોઇએ. તે શિવાય બીજો કંઇ પણ ઉપાય નથી. હાલ જોઉં છું તો સેલિમ જલદી લગ્ન કરશે. જો થોડા દિવસને માટે લગ્ન કરવાનું થોભાવી સકું તો થોડો વખત મળે. (પ્રકાશ) હું હવે ત્હારો વધ કરતો નથી. પરંતુ હમણાં હું ત્હારા બાપની કને જાઉં છું; ત્હેને જઇને કહીશ કે ત્હમારી ગુણવંતી કંન્યા એક ધિક્કારવા લાયક મુગલને વરમાળા આપવાને તૈયાર થઇ છે. તે હાલ પીડિત છે. આ વાત સાંભળીને તે બચતો હશે તે પણ હવે બચશે નહિં. આ વાત સાંભળીને તે મૃત્યુના બીછાના ઉપરથી જ્યહારે ત્હારી ઉપર શાપવર્ષણ કરતાં કરતાં પ્રાણ ત્યાગ કરશે ત્યહારે શું ત્યહારી મનકામના પૂર્ણ થશે? હું ચાલ્યો.

**અશ્રુમતી**—કાકા! જશો નહિં. કાકા! જરા ઊભા રહો, શું કહ્યું કાકા? આ વાત સાંભળ્યાથી તે હવે બચશે નહિં? આ વાત ત્હેને ત્યહારે કહેશો નહિં, કાકા!—મ્હારો હમણાં ને હમણાં વધ કરી નાંખો. મ્હારો વધ કરીને કુળનું કલંક હમણાંને હમણાં દૂર કરો. મ્હારું હૃદય જો બીજા કોઇને આપી સકત તો આ પળમાં આપત. પરંતુ કાકા! મ્હારું હૃદય હવે મ્હારું નથી. કહેવી રીતે આપું? બીજું જે કહેશો તે હું કરીશ. બીજું

જે માગશો તે હું આપીશ. મ્હેં લગ્ન કરવાની સંમતિ આપી છે, તે વાત હવે કેમ ફરે? કાકા! મ્હારો હમણાંજ વધ કરો, મ્હને આ યંત્રણાથી છોડવો.

**શુક્તસિંહ**—સારું, હું બીજી એક વાત કહુંછું તે કરી સકીશ?

**અશ્રુમતી**—બીજું જે કહેશો કાકા! તે કરીશ.

**શુક્તસિંહ**—જો તું હાલમાં સાંભળે કે સેલિમે વિવાહનો દિવસ-તે દુષ્ટ વિવાહનો દિવસ નક્કી કર્યોછે, તો તે વિવાહ તું એક અઠવાડિયું થોભાવવા માટે સેલિમને વિનંતિ કરી સકીશ? ચુપ થઇ બેઠી કેમ? આટલું કરી ન સકે? સારું, ત્યારે હું ચાલ્યો ત્હારા—

**અશ્રુમતી**—ના કાકા જશો નહિં. હું કહુંછું, ઠીક છે હું વિનંતિ કરીશ.

**શુક્તસિંહ**—ફક્ત મ્હોની વિનંતિ નહિં. એક અઠવાડિયું થોભે ત્હેનો વિશેષ યત્ન કરવો પડશે. કરીશ કે નહિં?

**અશ્રુમતી**—કાકા કરીશ.

**શુક્તસિંહ**—બીજી એક વાત છે. હું અહિં આવ્યો હતો. તથા મ્હેં આ વિશે ત્હને જે કંઇ કહ્યુંછે, તે સેલિમને કહીશ નહિં. કહીશ તો હું વિષમ વિપદ્‌માં પડીશ. કહીશ કે નહિં?

**અશ્રુમતી**—કાકા! ત્હમે જેથી વિપદ્‌માં પડો હેવી વાત હું શા માટે કહું? હું આ વિષયમાં કંઇ પણ વાત કહીશ નહિં.

**શુક્તસિંહ**—હું ચાલ્યો. જો તેં જે અંગીકાર કર્યું છે ત્હેમાં કંઇ ફરક ન પડે.

(શુક્તસિંહ જાયછે.)

**અશ્રુમતી**—(સ્વગત)

(સીતાના મહીનાની ચાલ.)

હાય! દૈવ! હવે મુજ થાય શું તે ન સકું કળી;
જાણ્યું નહિં રજપુતપણું શુંય મુસલમાન શું વળી;
જાણું એક માત્ર હઇડું મુજ અરપિયું જેહને,
નવલ હું બીજો કંઇ ભેદ, ઓળખું એક તેહને.
હા! આવિ સમીપ જે વેળ મ્હને એ વિવાહની,
તૈયારી જણાવશે તે વેળ બોલિશ શું હું બ્હાવરી?

આ લગ્ન ઉપર હેનું જીવન સુખ સર્વ ટેકતું
તો તે કેમ કરીને આ વેળ રોકું ક્ષણ એક હું ?
એક દિનભર પણ હું કેમ સુંખડું ચોરું તેહનું ?
હાય ! સેલિમ ! તુજ પર પ્રેમ થકી પાપ આ બન્યું.
હા ! હું મળું કદિ જો મુજ તાત, અને સર્વ વાત હું
સમઝાવી કહું કહેવી પેર રહી ભલી ભાત્ય હું,
કહેવાં યત્નો કરી સંભાલી સેલિમ મુજ રાખતો,
તો તે જાણીને નિશ્ચય સ્નેહ ધરે તે પર તાત તો.
હા ! તું મલિના બ્હેનિ ! આ વેળ ગઇ કહાં ? વાતડી
હઇડાની કહી કોની સમીપ ખાલી કરૂં છાતડી ?

હા ! હું ક્યહાં જાઉં ? પેલા સેલિમ આવે છે, હેમને કાંઇ પણ વાત કહીશ નહિં હેવું કાકાની આગળ અંગીકાર કર્યું છે. હવે શું કરૂં?

(સેલિમ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—

(હરિગિત)

ઓ ચાલ્ય અશ્રુપ્રિયે ! હવે તું ચાલ્ય, કહે શી વાર છે ?
હઇડું હવે ધીર ના ધરે, સામગ્રી સહુ તૈયાર છે;
જો દીપમાળા તણી જ્વાલા, સળીગી રહી છે ચોગમે,
ને પુણ્ય ગંધ રહ્યોજ પસરી મસજિદોમાં શો ભમે !
સહુ સુંદરીઓ પ્રતિદ્વન્દ્વિની તુજ બનીજ ગ્રથંતિ જે
મુજ હૃદય પર સામ્રાજ્ય કરવા આશ ત્હેનિ ગલંતિ ને
સહુ વાટ્ય જોતી તુજ પરે ઇર્ષ્યા કટાક્ષો મારવા;
બધિ બેગમો અંતઃપુરે તુજ સેવના કરશે હવાં.
મુજ તાત કેરે તખ્ત જ્યહારે રુડી રીત્ય ચઢીશ હું,
મુજ પટરાણી સર્વ શાણી તેહ વેળ બનીશ તું !
આરંભશે ઉત્સવ હવે, તૈયાર સર્વ વાત છે;
તું આવિયાથિજ જીવન દુઃખ નિશાનું મૂજ પ્રભાત છે.

**અશ્રુમતી**—(સ્વગત) હાય ! હવે શુ કહું ?

**સેલિમ**—આવ્ય અશ્રુ.

**અશ્રુમતી**—(સ્વગત) શું કરું ?

**સેલિમ**—કેમ ચુપ થઇ રહી જે ?

**અશ્રુમતી**—સેલિમ !

**સેલિમ**—આવ્ય મ્હારો હાથ પકડય, આવ્ય અશ્રુ, સાથે આવ્ય.

**અશ્રુમતી**—(સ્વગત) હાય, હવે કિયા પ્રાણથી તે વાત કહું ?

**સેલિમ**—(સ્વગત)નવવધૂની લજ્જા અનાદિ કાળથી પ્રસિદ્ધ છે એ લજ્જા ભાગવામાં પણ સુખ છે. હેનાથી તો મ્હારો પ્રેમાનલ વધારે પ્રકટ થાય છે.

**અશ્રુમતી**—સેલિમ !

**સેલિમ**—અશ્રુમતી !—

( સોરઠો. )

લજ્જાની લાલાશ તુજ મુખ અદકી કાંતિ દે;
આવ્ય અશ્રુ ! તુજ પાસ, હવે ન મન થોભે વધુ.

**અશ્રુમતી**—ઓ !—

**સેલિમ**—

( સોરઠો. )

આનંદ દિને આજ આ ઊંડો નિઃશ્વાસ શો ?
મુજ શિર પર સહસાજ વજ્રપાત આ શો થયો ?

**અશ્રુમતી**—સેલિમ—હું ત્હમારા સિંહાસનની આશા રાખતી નથી. હું ત્હમારી સાથે જો ઝુંપડીમાં એકત્ર રહી સકું તો હું પોતાને હમેશાંની સુખી જાણીશ. પરંતુ—

**સેલિમ**—ત્યહારે વળી પરંતુ શું અશ્રુ ?

**અશ્રુમતી**—સેલિમ ! સેલિમ ! વિવાહ—એક અથવાડિયું બંધ-

**સેલિમ**—હાય ! નસીબ ! તું—તું—આમ કહેછે અશ્રુ ?

**અશ્રુમતી**—સેલિમ !

**સેલિમ**—વિવાહ એક અથવાડીયું બંધ ? તું આમ કહેછે અશ્રુ ?

**અશ્રુમતી**—સેલિમ ! હવે ઉભી રહી સકતી નથી, હું જાઉં છું.

(અશ્રુમતી જાયછે.)

**સેલિમ**—આ શું થયું ? (સ્વગત) આ વિવાહને ચારે બાજુએથી હરકત આવેછે ખરી પરંતુ હાવી જગ્યા ઉપર હરકત થશે હેવું મ્હેં સ્વપ્નામાં પણ ધાર્યું નહોતું—ઘણી નિરાશા, ઘણી નિરાશા, ઉમત્ત થઇ-ફ્રિદ ! ફ્રિદ !

(ફરિદ પ્રવેશ કરેછે.)

**ફરિદ**—હુકમ હજુર!

**સેલિમ**—ફરિદ! મ્હારાથી બોલાતું નથી. મ્હારા સમઝવામાં ભૂલ્ય તો થઇ નથી? મ્હેં શું સ્વપ્નુ જોયું? મ્હારી પાસેથી તે શું ખરેખર જતી રહી? હાય નસીબ! આજે શું જોયું? ફરિદ! એકદમ આ ફેરફાર થવાનું કારણ શું? કહે જોઇયે? હું તો કંઇ સમઝી સકતો નથી.

**ફરિદ**—હજુર! હવે અફસોસ કરવાથી શું થશે? કોના દિલમાં શું છે તે કોણ કહી સકે? શામાટે અદેશાને દિલમાં જગા આપીને નાહક દુખ પામોછો? અંદેશાનો હેવો ખાસ સબબ તો વળી શો છે?

**સેલિમ**—પરંતુ ફરિદ! આ સુખની ખબરમાં તો ખુશી થવી જોઇયે. તેથી ઉલટું રોવું અને છેલ્લે જતા રહેવું એ શું? હામાં શું અંદેશો થઇ ના સકે? તે રજપૂત નરાધમની આટલી બધી હિમ્મત ફરિદ! છેલ્લી ઘડિયે એક બંદીને મ્હારે ડરીને ચાલવું પડશે? નહિં નહિં, તું ખરેખરું કહે જોઇયે ફરિદ! ત્હેં તો તે રજપૂતને તે દિવસે જોયો હતો ત્હેના મ્હોંના ભાવથી ત્હને શું માલમ પડયું! ત્હેની આંખ્યનો કટાક્ષ ત્હેં સારી પેઠે જોયો હતો કે? ત્હેની આંખ્યની ભાષા શું સ્પષ્ટ સમઝી સક્યો હતો કે? મ્હારી પાસે કાંઇ પણ છૂપાવીશ નહિં. ખરેખર તે શું મ્હારા પ્રેમનો હરણ કરવાવાળો છે કે? તું કંઇ બોલતો કેમ નથી ફરિદ?

**ફરિદ**—હજુર! રોવું!–ઊંડો નીસાસો–ઇંતેજારીથી જોવું–એ સહુ નિશાન તે દિવસે તો બરોબર જણાયાં નહોતાં તોપણ હેવું મ્હેં કંઇ જોયું નથી કે જેથી—

**સેલિમ**—એટલું ઘણું થયું. વિધાતાએ છેલ્લે હાવું અપમાન મ્હારા નસીબમાં લખ્યું હતું કે? નહિં, અશ્રુમતીનો હેમાં કંઇ અપરાધ હોત તો તે હેવી ચાતુરી કરીને ચાલત કે મ્હારા મનમાં કાંઇ પણ સંદેહનો ઉદય પણ થાત નહિં. તે જો કપટભરી હોત તો શું ઉત્સવ પ્રમાણે સેંકડો જગ્યા ઉપર ત્હેના ત્હ્રદયનો ભાવ પ્રકાશ થાત? નહિં ફરિદ! અશ્રુમતીના ઉપર સંદેહ કરીશ નહિં. તોપણ તું કહેતો હતો કે રજપૂત પણ દીર્ઘ નિશ્વાસ નાંખતો હતો. અશ્રુપાત કરતો હતો; ત્હેમાં મ્હારું શું ગયું? પરંતુ નહિં. કોણ જાણે ત્હેમાં જો પ્રેમ છૂપો રહે—છૂપો શું રહે? ત્હેની વાતચીતથી તો સ્પષ્ટ સમઝી

સકાય છે. પરંતુ તે રજપૂતને જો કાલે કાઢી મૂકું અથવા પાછો બંદીવાન કરું તો તે કહેવી રીતે મ્હારી હાની કરી સકશે?

**ફરિદ**—પરંતુ હજુર! આપે તો એકવાર મુલાકાત કરવાની પરવાનગી આપી છે. માબાપની ખબર સાંભળવાને માટે રાજકુમારી ઇંતેજાર છે.

**સેલિમ**—શું વળી ત્હેની સાથે પાછી મુલાકાત કરવા દઊં? તે—તે રજપૂત વિશ્વાસઘાતક રજપૂત વળી આવીને મુલાકાત કરવાની હિમ્મત કરશે? ઠીક છે, હું અશ્રુમતીની કને મુલાકાત કરવા મોકલી દઇશ, ત્હેના મૃત શરીરને મોકલી દઇશ તેથી થશે! એટલુંજ નહિં પણ ત્હેની મુલાકાતની તરસ પૂર્ણ રીતે તૃપ્ત કરીશ. નાયક નાયિકાનાં બન્નેના ત્હ્દયનાં લોહીને જમીન ઉપર પ્રવાહિત થઇને પરસ્પર એકત્ર આલિંગન કરાવીશ. હેના કરતાં વધારે શું ન્હાશે?—પરંતુ ક્રોધમાં ઉન્મત્ત થઇને આ કહેવી ભયાનક વાત કહું છું. કહેવી ખરાબ વાત મ્હારા મ્હોમાંથી નિકળે છે. અશ્રુના પ્રતિ હાની વાત કહેવી અને મ્હારા ત્હ્દય દેવતાની અવમાનના કરવી એ શું એકજ નથી? નહિં, અશ્રુનું ત્હ્દય છલનાના નાના ઉપકરણથી કદી પણ બનેલું નથી? અને જો હું છતરાયો હોઉ તો ત્હેમાં આશ્ચર્ય શું? હું શું એટલો દુર્બલ છું કે એક સ્ત્રીની ચપળતામાં હું એકાએક અધીર થઇ પડીશ? નહિં તે કદી થશે નહિં. ફરિદ! પણ હું અશ્રુમતીનું નામ સુધ્ધાં ભુલી જઇશ તો પણ મ્હારા ત્હ્દયમાં સંદેહ થવા દઇશ નહિં. ચાલ્ય, પરંતુ જોજે ફરિદ! આ મુકામમાં સખ્ત પ્હેરો બેશાડ. પડદાના બંધનને હવે કોઇ રીતે શિથિલ થવા દઇશ નહિં. અંતઃપુરદ્વાર ઉપર કઠોરતા અને વિભીષિકા પોતે આવીને પ્હેરીનો ભાર લ્યે. આપણી હમેશાંની ગોંધી રાખવાની રીતિ પોતાની મૂર્તિ ધારણ કરીને ભીમદર્પથી અને પૂર્ણ પ્રતાપથી અહિંયાં હમણાં આધિપત્ય કરે. ચાલ્ય.

(બન્ને જાય છે.)

---

# પ્રવેશ ૯ મો.

——:o:——

## સ્થલ—છાવણીની પાસે બગીચો.

( મલિના પ્રવેશ કરેછે. )

**મલિના**—( ફરતી ફરતી સ્વગત ) હા ? હવે જીવતી થઇ; પૃથ્વીરાજને છોડ્યા છે. શું તે વેળાએ મ્હને જોઇ નહોતી ? જો ત્હેમણે જોઇ હોત તો નિશ્ચય દોડતા મ્હારી પાસે આવત. મ્હને લાગે છે ત્હેમણે મ્હને જોઇ નહોતી. અહિંયાં પણ તે કેમ આટલા દિવસ થયાં આવતા નથી ? તેઓ શું મ્હને જોવાને માટે વ્યાકુલ નહિં હોય ? હા ! હું કેટલે દિવસે ત્હેમને જોવા પામીશ. હમણાં જો આવી ચઢે તો મ્હને કેટલી ખુશી થાય ? કેટલાં સારાં સારાં ગીતો મ્હેં આ વખતે યાદ રાખ્યાંછે તે તે સંભળાવું ! પેલો કોણ છે ? આ તો વડની નીચે પૃથ્વીરાજ બેઠા છે ! કહેવી ખુશીની વાત ? આટલી વાર સુધી તો મ્હેં તે તરફ જોયું નહોતું. હા ! મ્હારા પૃથ્વીરાજ આવ્યા છે ! શું તેઓ મ્હને જોવાને માટે વ્યાકુલ થયા નહિં હોય ? હા ! આ વખતે જાણે હું પ્રાણ પામી ! પૃથ્વીરાજ મ્હને જોઇ સક્યા નથી. એ પોતાના મનમાં શેનો વિચાર કરતા ફરે છે ? ડોકુ ધુણાવેછે. વખતે વખતે મનમાં ને મનમાં હસે છે. જણાય છે કે મ્હારી સાથે મુલાકાત થશે હેનો વિચાર કરીને આનંદ પામે છે. હું આસ્તે આસ્તે હેની પછવાડે જઇને ઉભી રહું. એકાએક મ્હને જોયાથી ઘણી ગમત થશે.

( પૃથ્વીરાજની પછવાડે આવીને મલિના ઉભી રહે છે. )

**પૃથ્વીરાજ**—(વડની નીચે બેશીને સ્વગત) ફરિદની મારફતે અશ્રુમતીને ચીઠી તો મોકલી છે, હજી સુધી ત્હેનો જવાબ આવ્યો નથી. ફરિદની કનેથી સાંભળ્યું છે તે પ્રમાણે તો અનુકૂલ જવાબ આવવો જોઈયે. અશ્રુમતી જો મ્હારી થાય તો કહેવા સૌભાગ્યવાળો હું થાઉં ? ( પ્રકાશ ) હા! અશ્રુમતી !

**મલિના**—(સ્વગત ) આ શી વાત ? હા અશ્રુમતી ! મ્હારું નામ ન લેતાં સખીનું નામ ? હેનો અર્થ શો ? હા ! હું સમઝી ! સેલિમની સાથે સખીનો વિવાહ થયાથી પ્રતાપસિંહના નામને કલંક લાગશે, તે વિચારથી ત્હેનું મન ઉદ્વિગ્ન થયું હશે, ત્હેનો વિચાર કરતાં કરતાં આ પ્રમાણે બોલી ઉઠ્યા છે. આ વખતે જણાવું કે હું આવી છું. (તાળી પાડેછે.)

**પૃથ્વરાજ**—(ચમકી ઉઠીને ઉભો થઇને) કોણ? આ કોણ? ત્હમે કોણ છો? ક્યહાંથી આવ્યાં?

**મલિના**—આ શું પૃથ્વીરાજ? મ્હને જોઇને ત્હમારું મ્હોં હાવું ફીકું કેમ પડી ગયું? આટલી વાર સુધી ત્હમારું મ્હો કહેવું હસતું હતું? એકાએક કેમ ગંભીર થઇ ગયું?

**પૃથ્વીરાજ**—એકદમ ચમકી ગયાથી શું હાવી રીતનું થાય નહિં? (સ્વગત) શો ઉત્પાત!

**મલિના**—પૃથ્વીરાજ! થોડું હસોને? પૃથ્વીરાજ ત્હમારું હસવું ઘણા દિવસ થયાં જોયું નથી. મ્હારી સખીને વાસ્તે શી ચિંતામાં પડ્યા છો? અશ્રુમતી અશ્રુમતી કરીને પુકાર શાને માટે પાડ્યો?

**પૃથ્વીરાજ**—કોણે પુકાર પાડ્યો?

**મલિના**—કેમ પૃથ્વીરાજ! ત્હમે ત્હેને માટે વર શોધવાને ગયા હતા તે કોઇ રજપૂત મળ્યો કે?

**પૃથ્વીરાજ**—(સ્વગત) એ સઘળી વાત ક્યહાંથી જાણી? હવે છુપાવવામાં કંઇ ફલ નથી. (પ્રકાશ) સર્વ જાણેછે અને વળી મ્હને શા માટે કંટાળો આપવાને આવી તે કહે.

**મલિના**—કંટાળો? કંટાળો શેનો પૃથ્વીરાજ!

**પૃથ્વીરાજ**—કંટાળો નહિં તો બીજું શું? ત્હેં ત્હારી સખીની કનેથી સાંભળ્યું છે કે હું ત્હેનો વિવાહાર્થી થયો છું. એ જાણ્યા છતાં એ સર્વ વાત પૂછવાનો બીજો અર્થ શો? હું તો ત્હારી આગળ છુપાવવા ચ્હાતો નથી.

**મલિના**—શું ત્હમેજ પૃથ્વીરાજ ત્હેના વિવાહાર્થી છો? ત્હમે અશ્રુમતીના પૃથ્વીરાજ છો? ત્હમે હવે મ્હારા નથી? ઓ! (મૂર્છિત થઇને જમીન ઉપર પડી જાયછે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત) આ તે કહેવી વિપદ્? આ ક્હ્યું તે ઠીક ના કર્યું. જાણ્યું કે મ્હને કંટાળો આપેછે. મ્હો ઉપર પાણીની છાલકે. મારું.

(સરોવરમાંથી પાણી લઇને મ્હો ઉપર છાલકો મારેછે.)

**મલિના**—(ચેતન પામીને ઉઠીને બેઠી થઇ પૃથ્વીરાજના મ્હો સામું કાતરતાથી જોતી) પૃથ્વીરાજ! ખરેખર શું ત્હમે હવે મ્હારા

નથી? મ્હેં શો અપરાધ કર્યોછે પૃથ્વીરાજ! કે ત્હમે મ્હારો ત્યાગ કર્યો? હું ત્હમારું જાગૃત સ્વપ્નમાં ધ્યાન કરતી હતી, એ શું મ્હારો અપરાધ? પૃથ્વીમાં મ્હારું કોઇ નથી. પૃથ્વીરાજ! મ્હારા જીવનનો છેડો આવેછે; એકવાર વાત કહો. આ છેલ્લીવાર હવે હું ત્હમને જ્વાલા દેવા આવીશ નહિં.—

**પૃથ્વીરાજ**—મલિના! ત્હારી આગળ મ્હારા હૃદયનો ભાવ છુપાવીશ નહિં. તું મ્હારી આશા છોડય. શા માટે મિથ્યા કષ્ટ સહન કરે છે?—

**મલિના**—પૃથ્વીરાજ! ત્હમે તે મ્હારા પૃથ્વીરાજ. ત્હમારે મ્હોડેથી આજ મ્હારે આ વાત સાંભળવી પડી! જો ત્હમે આ તરવારથી કટકે કટકા કરીને મ્હારું આ હૃદય વિદીર્ણ કરત તો તેથી હું સુખથી મરી સકત. શા માટે મિથ્યા કષ્ટ સહન કરે છે? મ્હારું કષ્ટ શું? ત્હમે સમજ્યા છો? મ્હારા હૃદયમાં કહેવો જખમ લાગ્યો છે તે જો ત્હમે થોડો અનુભવ કરી સક્યા હોત તો તેથી મ્હને આટલું કષ્ટ થાત નહિં. ખરેખર પૃથ્વીરાજ! મ્હેં પ્રથમ જે આશા રાખી હતી તે ન્યાયી ન હોતી. હું ત્હમારા લાયક નથી. મ્હારા હેવા શા ગુણ છે જે ત્હમે મ્હને ચ્હાશો?

**પૃથ્વીરાજ**—મલિના-મલિના-તું મિથ્યા કષ્ટ સહન કરસ નહિં. હું આ ચાલ્યો. (જવાને તૈયાર થાય છે.)

**મલિના**—પૃથ્વીરાજ! જરા થોભો. મ્હારી છેલ્લી વાત સાંભળી જાઓ. હું હજારો કષ્ટ સહન કરીશ, હું કદી ત્હમારા સુખમાં હરકત નાંખીશ નહિં. મ્હને છોડ્યાથી ત્હમે સુખી થાઓ તો તે ઘણું ઉત્તમ છે. પૃથ્વીરાજ! હું જન્મને માટે વિદાય થાઉં છું, જણાય છે કે હવે ચ્યારે દિવસ બચીશ નહિં. જો આ કઠણ પ્રાણ તેટલા દિવસમાં નહિં જાય તો સખીના વિવાહની સામગ્રીની છાબ હું માથાં ઉપર લઇશ. ત્હમે મ્હને એક સખી જાણજો. મ્હને હવે તે આશા પણ નથી. પરંતુ પૃથ્વીરાજ! હવે બીજી કોઇ રીતે મ્હારી તરફ ના જોઇ સકો તોપણ છેલ્લી વારે ત્હમારા ચરણની એક સામાન્ય દાસી જાણીને પણ કોઇ કોઇ વખત મનમાં યાદ આણજો. આ જ મ્હારી છેલ્લી વિનંતિ છે. (રડે છે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત) આ શી વિપદ! (પ્રકાશ) મલિના હું જાઉં છું.

(પૃથ્વીરાજ જાય છે.)

**મલિના**—(સ્વગત) હાય! મ્હારું આટલા દિવસનું સુખનું સ્વપ્નું ઉડી ગયું! હવે બીજા કોનો અવલંબન કરીને રહીશ? મ્હારો તો બીજો કોઇ નથી. જેને પ્રાણ—મન—હૃદય સર્વ સોંપ્યાં હતાં, જેને મ્હારો કહીને આટલા દિવસ જાણ્યો હતો, તે પૃથ્વીરાજ હવે મ્હારો નથી.

(રેખતા.)

દિધો સોંપી પ્રાણ જે કને,
તેજ હન્તા પ્રાણનો બને. ૧.

બિજા કોહોની કને રોઉં?
બિજું મ્હારું ન કો જોઉં. ૨.

પુજું જે'ને હૃદયમંદિરે,
તેજ મારતો વજ્ર અંદરે. ૩.

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થલ—અશ્રુમતીનો મુકામ.

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**અશ્રુમતી**—(સ્વગત) શું કરૂં? કાકાએ જે કહ્યું હતું, તે શું સેલિમની આગળ સર્વ ખુલ્લે ખુલ્લું કહું! કહેવી રીતે કહું? મ્હેં વચન આપ્યું છે કે એ વાત કહીશ નહિં અને એમ ન ચાલું તો વિપત્તિ પડી સકે. જો એકાંત વિવાહ રોકવાની વાત કહું—જો ત્હેનું કારણ ન કહી સકું તો તે શું મનમાં લાવશે? ત્હેના મનમાં શું એમ નહિં આવે કે વિવાહ કરવાની મ્હારી ઇચ્છા નથી? શા માટે મ્હેં કાકાની વાત કબૂલ કરી? સેલિમ શું હવે મને મળવા આવશે નહિં? હાય! એ, પેલા આવે છે.

(સેલિમ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—રાજકુમારિ! એક હેવો સમય હતો કે જ્યહારે મ્હારું હૃદય ત્હમારા પ્રેમ મોહમાં સુઇ રહેવાને ચ્હાતું હતું, પરંતુ તે

હવે નથી. મ્હારી તે નિદ્રા ઉડી ગઇ છે, ઇર્ષ્યાની જ્વાલાથી અસ્થિર થયો છું હેવું મનમાં લાવશો નહિં. એક સામાન્ય હતાશ પ્રેમકની પ્રમાણે હું ત્હમારી ઉપર અનેક તિરસ્કાર વરસાવવા આવ્યો છું ત્હેમ નથી. દારૂણ જખમ થયો છે ખરો. મ્હારું હૃદય એટલું દુર્બલ મનમાં જાણશો નહિં કે ત્હેને માટે હું એકદમ કાતર થઇ પડીશ. રાજકુમારિ! હું આજ સ્થિર સંકલ્પવાળો થયો છું. જે સિંહાસનમાં ત્હમને બેસાડીશ એમ મનમાં હતું તે સિંહાસનમાં અન્ય એક જણને બેસાડવાને નક્કી કર્યું છે. એ વાસ્તે હું દારુણ કષ્ટ પામીશ ખરો, પરંતુ હમણાં આ મ્હારી પ્રતિજ્ઞા છે એ ત્હમે સારીપેઠે સમઝજો કે સેલિમ સર્વ કરવાને તૈયારછે. ત્હમને હું ન મેળવી સકું તો તે પણ ઠીકછે. ઉલટું ત્હમારાથી દૂર થઇને નિરાશાની આગમાં ચિરકાળ દગ્ધ થઇશ તોપણ ત્હમને હેવા કરારથી પાળવા કદી ઇચ્છા કરીશ નહિં કે ત્હમે નામનાં માત્ર મ્હારાં ર્‌હો, તેથી કરીને મ્હારી કહીને હું ત્હમને મનમાં ગણી સકતો નથી. રાજકુમારિ! હું ત્હમારો મોહમંત્ર હવે ભુલીશ નહિં.

**અશ્રુમતી**—શી વાત કરી સેલિમ? ખરેખર શું ત્હમે હવે મ્હને ચ્હાતા નથી? મોહમંત્ર શો સેલિમ? ધર્મ જાણે છે કે ત્હૃદયની સાચી પ્રીતિ શિવાય હું તો બીજો કોઇ મંત્ર જાણતી નથી. ખરેખર શું સેલિમ! ત્હમે મ્હને હવે ચ્હાશો નહિં? ખરેખર શું—(રુવે છે.)

**સેલિમ**—ત્હમે શું હવે મ્હારી પ્રીતિ ચ્હાઓ છો કે હાવી વાત કહો છો? ત્હમેજ પોતાની ઇચ્છાથી—અશ્રુમતિ! ત્હમે રુઓ છો?

**અશ્રુમતી**—હા! સેલિમ—ભુલમાં પણ ત્હમે કદી માનશો નહિં કે હું ત્હમારા સિંહાસનની ભીખારી છું—હું હવે કોઇને માટે દુઃખી થઇશ નહિં—બીજી કોઇ રીત્યની આશા રાખતી નથી, હું કેવળ ત્હમને ચ્હાઉં છું. રખેને ત્હમને ખોઉં—ત્હમારા ત્હૃદયને ખોઇ બેસું, એજ મ્હારી ચિંતા છે—આ જ મ્હારી યાતનાનું મૂળ કારણ છે.

**સેલિમ**—અશ્રુ! ત્હમે મ્હને ચ્હાઓ છો?

**અશ્રુમતી**—હું શું ચ્હાતી નથી? હા!—

**સેલિમ**—હું તો કંઇ સમઝી સકતો નથી—હું બોલી સકતો નથી!—મ્હને ચ્હાઓ છો તો શા માટે ક્રૂરે આટલી મ્હને મંત્રણા આપી?—હા! હું ત્હને હજી પણ સારી રીતે ઓળખી સકતો નથી તો હું ત્હારું

હૃદય કહેની રીતે સમઝું? અશ્રુમતિ! મ્હેં વિચાર કર્યો હતો કે નિ-રાશાના બળથી હું એટલો બળવાન થઇશ કે હું મ્હારા હૃદયને વશી-ભૂત કરી સકીશ, હું હવે કોઇના પ્રેમમાં મુગ્ધ થઇશ નહિં—પરંતુ નહિં. હું જોઉં છું કે મ્હારા હૃદયમાં તે બળ નથી—અને તે પિશાચ ના બળની હું પ્રાર્થના પણ કરતો નથી—જે બળથી હૃદય અશ્રુનો પ્રેમ ભુલે હેવા બળમાં બળવાન થવું એ કાંઇ કામનું નથી—શું મ્હારા હૃદય સિંહાસનમાં હું હવે કોઇને બેસાડીશ?—નહિં, તે વાત મનમાં પણ લાવીશ નહિં—નહિં. અશ્રુ ત્હને મ્હેં આટલીવાર સુધી ફોકટનું કષ્ટ આપ્યું ત્હેને માટે મ્હને માફ કરચ—હવે હું ત્હને કષ્ટ આપીશ નહિં-ત્હારા શિવાય શું હું બીજા કોઇની પ્રીતિ કરી સકું. અશ્રુ!—પરંતુ શામાટે અશ્રુમતિ! ત્હેં મ્હારા જીવનના ચિરસુખને રોકવાને માટે વિનંતિ કરી હતી?—કહે અશ્રુ!—તું શું સ્વામીના કઠોર ઉપરીપણાનો ભય કરેછે?— તે ભયનું તો કંઇ કારણ નથી. ત્યહારે શું ઘણીખરી સ્ત્રિયો જે પ્રમાણે છળ કરીને પ્રેમિકનો પ્રેમ વધારેછે-તે પ્રમાણે આ શું છળ કર્યોછે કે?—પરંતુ ત્હેવા છળની ત્હને તો કંઇ જરૂર નહોતી-ત્હારા જેવી સરળાને માટે તો છળની ઉત્પત્તિ થઇ નથી.

**અશ્રુમતી**—સેલિમ-હું કોઇ રીતની છળના જાણતી નથી.

**સેલિમ**—મ્હને આ સર્વ પ્રહેલિકા જણાયછે-કેમ અશ્રુ! મ્હારા ઉપર હાવો વ્યવહાર કરેછે?

**અશ્રુમતી**—હા!—

**સેલિમ**—હેવી શી છુપી વાતછે કે મ્હારી આગળ છુપાવેછે અશ્રુ! શું કોઇ રજપૂત મ્હારા વિરુદ્ધમાં ખટપટ કરેછે?—

**અશ્રુમતી**—સેલિમ! ત્હમારા વિરુદ્ધમાં કોઇ ખટપટ કરે, અને હું તે જાણવા છતાં શું કદી ચુપ રહી સકું?—નહિં સેલિમ! હેમાં કોઇને પણ વિપત્તિ નથી—એ મ્હારી વિપત્તિ છે, હું ત્હેનું ફલ ભોગવીશ.

**સેલિમ**—તે શું અશ્રુ!—ત્હને વિપત્તિ, તુંજ ત્હેનાં ફલ ભોગ-વીશ!

**અશ્રુમતી**—સેલિમ! ત્હમારી આગળ મ્હારી એક ભિક્ષા છે.

**સેલિમ**—ભિક્ષા શું અશ્રુ?-મ્હારું જીવન ચાહે તોં હું હમણાં આપી સકું.

**અશ્રુમતી**—સેલિમ! આપણો વિવાહ એક અઠવાડિયાને માટે શા માટે રોકવામાં આવ્યો ત્હેનું કારણ મ્હને હવે પૂછશો નહિં એ ભિક્ષા છે.

**સેલિમ**—કારણ જાણી સકીશ નહિં?

**અશ્રુમતી**—સેલિમ મ્હારા ઉપર જો ત્હમારો થોડો પણ પ્રેમ હોય તો આ વિનંતિ મ્હારી અગ્રાહ્ય કરશો નહિં.

**સેલિમ**—ઠીક છે-તું જ્યહારે કહે છે ત્યહારે હું હવે ના કહી સકતો નથી. સારૂં, સંમત થયો. પરંતુ હું કંઇ સમઝી સકતો નથી. આટલી વાત યાદ રાખજે અશ્રુ! જે ત્હારા કહેવાથીજ મ્હેં આટલો ત્યાગ સ્વીકાર કર્યો છે.

**અશ્રુમતી**—(સ્વગત) હાય! સેલિમ મ્હારે માટે ત્હમે કેટલું કષ્ટ સહન કરો છો? હું કેહેવી વિપદ્માં પડી છું?–હવે શું કરૂં?

(આંસુ ભરી આંખે જાય છે.)

**સેલિમ**—તું ચાલી અશ્રુ?

**અશ્રુમતી**—સેલિમ! હું રહી સકતી નથી-ઓ—

(જાયછે.)

**સેલિમ**—(સ્વગત) હું ત્યહારે હવે જાઉં. આ શો વ્યાપાર? હું તો કંઇ સમઝી સકતો નથી.

(સેલિમ જાય છે.)

---

## પ્રવેશ ૧૧ મો.

—:o:—

### સ્થળ— સેલિમનો મુકામ.

(સેલિમ પ્રવેશ કરે છે.)

**સેલિમ**—(સ્વગત) શા માટે મ્હેં સહેલાઇથી ત્હેની વિનંતિ કબૂલ કરી? જો ખરેખર મ્હને તે ચ્હાતી હોત તો મ્હારી આગળ છુપી રાખવાના જેવી વાત તે શી હોય? સાત દિવસ વિવાહ રોકવો અને ત્હેનું કારણ પણ હુ જાણી સકું નહિ? એ કહેવી રીત્સની માગણી? એ શું સર્વ છળનાની વાત નથી? રજપૂત સ્ત્રિયોની છળનાનો પાર પામી સકાતો નથી. કમળાદેવી, પદ્મિની એ-

ઓની કહેવી બુદ્ધિ, કહેવી દગલબાજી? પરંતુ અશ્રુ પણ શું તે ઉપકરણથી બનેલી છે?—નહિં, મ્હારા મનમાં એ સંદેહને સ્થાન આપવું એ અન્યાય છે. હું ત્હેના પ્રતિ ગેરઇનસાફ કરુંછું. તે કહે છે કે ત્હમને હું ચાહું છું, તેજ ઘણું છે, ત્હેમાંજ મારે સંતુષ્ટ રહેવું ઉચિત છે. જરૂર છુપાવવાનું કંઇ કારણ હોવું જોઇયે. તે કારણ મ્હારે જાણવાની શી જરૂર? અશ્રુમતીનો હું કદી અવિશ્વાસ કરી સકતો નથી. આહા! છળના કોને કહે છે તે સરળા એ જાણતી નથી. મ્હારા ઉપર ત્હેની પ્રગાઢ પ્રીતિ છે. ત્હેના મ્હોંથી અને આંખ્યથી સારી પેઠે એ પ્રકાશિત થાય છે.

( ફરિદ પ્રવેશ કરે છે. )

ફરિદ—હઝુરને પાછા આજ ફિકરમંદ જોઉં છું.

**સેલિમ**—ફરિદ! વિવાહ સાત દિવસને માટે રોકવામાં આવ્યો.

**ફરિદ**—આ શી વાત હઝુર! હમે આ ખુશીના રોજને માટે હોંસની સાથે રાહ જોતા હતા. રોકવાનું કારણ શું હઝુર?

**સેલિમ**—ત્હેનું કારણ હું પણ જાણતો નથી. અશ્રુમતીની માગણી છે.

**ફરિદ**—હઝુર! આપે સબબ ન જાણતા શું સહેલથી અરજ કબૂલ કરી.

**સેલિમ**—સબબ મ્હારાથી પૂછાશે નહિં, તે પણ ત્હેની બીજી એક માગણી હતી.

**ફરિદ**—શું સબબ પણ પૂછી સકો નહિં? એ ઘણું અજબ! હું અદના માણસ છું; મ્હારા મનમાં ઘણી જાતના અંદેશા આવે છે; આપ તો ઉદાર દિલના માણસ છો; આપના મનમાં અંદેહશા થાય એ તો બરોબરજ છે.

**સેલિમ**—તું શું કહેછે ફરિદ? હેમાં વળી શો અંદેશો થઇ સકે? અશ્રુમતીના ઉપર મ્હને કંઇ સંદેહ થતો નથી.

(પત્ર હાથમાં લઈને એક પ્હેરેગિર પ્રવેશ કરેછે.)

**પ્હેરેગિર**—હઝુર સુલતાન! રાજકુમારી અશ્રુમતીના નામનો આ કાગળ પ્હેરોગિરોએ રસ્તામાંથી રોક્યો છે.

**સેલિમ**—ક્યહાં કાગળ? ક્યહાં? જોઉં! કાગળ લાવનાર કોણ છે? લાવ-લાવ મ્હારા હાથમાં લાવ.

**મ્હેરેગિર**—હઝુર! એક રજપૂત નોકર આ કાગળ લઇને રાજકુમારીના મુકામમાં છુપી રીતે જતો હતો, તે પકડાયો છે.

**સેલિમ**—(કાગળ લઇને સ્વગત) કોણ જાણે હામાં શું હશે? મ્હારું હૃદય કાંપે છે.

(મ્હેરેગિર જાયછે.)

**ફરિદ**—હઝુર! આ કાગળ વાંચ્યાથી મ્હને લાગેછે કે આપના દિલની ફિકર દૂર થશે. મ્હારો અંદેશો પણ ભાગશે.

**સેલિમ**—વાંચી જોઉં! મ્હારો હાથ કંપેછે—શું અદૃષ્ટમાં છે તે કહી સકતો નથી–પરંતુ આટલો કોનો ભય? સુલતાન સેલિમ શું આજ એક કાગળ ખોલવાને કંપિત થશે?–હો! (કાગળ વાંચેછે.)

(વસંતતલિકા.)

મ્હેં જે દિનેથિ તુજ ચારુ દિઠું શરીર,
ત્ય્હાંથી બન્યો તૃષિત ચાતક શો અધીર,
છે કાંઇ ગુપ્ત કથવું, બધું મધ્યરાતેં,
આવી કહીશ, કરજે ખુલું દ્વાર હાથે.

**પ્રેમકાંક્ષી પૃથ્વીરાજ.**

**સેલિમ**—(કાગળ હાથમાંથી પડી જાયછે.) આ શો સર્વ વિનાશ? સાંભળ્યું, આ શું કહું?

**ફરિદ**—મ્હને શું પૂછો છો? હું વળી શું કહું?

**સેલિમ**—ફરિદ! તું વિચાર કરય, શું મ્હારા પ્રતિ હાવો વ્યવહાર?

**ફરિદ**—ઉ: કહેવી મ્હોટી દગલબાજી? હઝુર! માફ કરજો આપના ઇતબારને શાબાશી છે!—આપ હેમાં પણ અટલ છો. કહેવો જુલમ!

**સેલિમ**—તે વિશ્વાસઘાતિનીની પાસે જા, ફરિદ!—હમણાંજ જા! આ કાગળ લઇને દેખાડી આવ્ય! આ કાગળ જોઇને ત્હેનું પગથી તે માથા શુધી શરીર કાંપી ઉઠો. અને હજારો તીવ્ર છુરા ત્હેના છલમય હૃદયમાં હમણાંજ પેસાડ જા, ફરિદ જા.

**ફરિદ**—હઝુર! આ ચાલ્યો. (થોડો દૂર જાયછે એટલે)

**સેલિમ**—હા! ફરિદ! થોભ થોભ, હજી વખત થયો નથી—તે રજપૂતનીને આ જગા ઉપર મ્હારી સામે લઇ આવ્ય. ફરિદ! હમણાંજ ત્હેને બોલાવવાને માણુસ મોકલ્ય.

**ફરિદ**—જેવો હુકમ હઝુર.

(ફરિદ જાયછે અને થોડીવાર પછી પાછો પ્રવેશ કરેછે.)

**સેલિમ**—બોલાવવાને માણસ મોકલી દીધો કે?

**ફરિદ**—હુકમ હઝુર, હાજી.

**સેલિમ**—(સ્વગત) ત્હેમ કરવું કામનું નથી, શું કરું ત્હારે? હાય!

**ફરિદ**—કહેવી મ્હોટી અપમાનની વાત છે?

**સેલિમ**—આટલી વારે ત્હેની છુપી વાત જાણી સક્યો! તેજ ભયથી અને લજ્જાથી મ્હારી આગળથી મુખ ન દેખાડતાં કપટનું રુદન કરતી કરતી મ્હારી આગળથી જતી રહી હતી! મ્હને વંચના! તું અશ્રુમતી તું!

**ફરિદ**—ઊંહ—મ્હેં તો અવલથી કહ્યુંજ હતું હઝુર કે ઓરત જાતની દગાબાજીનો અંત મળી સકતો નથી. હું પૃથ્વીરાજનો એટલો ગુનાહ જોતો નથી. એક જણ જો ત્હેના ઉપર પ્યાર કરે તો તે પણ—

**સેલિમ**—પૃથ્વીરાજ! નરાધમ કહેવો અકૃતજ્ઞ! ત્હેને મ્હેં બંદીખાનામાંથી છોડયો અને છુટયા પછી ત્હેનું હાવું કામ? પરંતુ ત્હેનો ગમે એટલો દોષ હોય તોપણ ત્હેના કરતાં તે વિશ્વાસઘાતિની હજારો દરજ્જે અપરાધી છે. ફરિદ! તું ત્હેને બંદી કરીને લાવ્યો હતો; ત્હેના રક્ષણાવેસણના ભાર જો મ્હેં ન લીધો હોત તો ત્હેને સામાન્ય બંદીના જેવું કેટલું કષ્ટ સહન કરવું પડત, તે શું જાણતી નથી? ત્હેને માટે મ્હેં કેટલું કર્યું છે.? હા હતભાગિનિ!

**ફરિદ**—હઝુર જેવી કોશેશ કરતા હતા ત્હેવી બીજો કોઇ કરી સકત નહિં. એ નાપાક હઝુરને લાયક નથી, હેનું આ કામ હેવું છે કે ત્હેને ગલચી પકડી રસ્તામાં કાઢી મૂકવી જોઇયે; ઓરતનું ખુન કરવું એ સારી વાત નથી. હેની સજા એજ છે.

**સેલિમ**—નહિં ફરિદ! બીજી એક પરીક્ષા કરીને જોઉં, ત્હેમાં તે સાબીત થાય તો તું જે કહે છે તેજ કરીશ. છળનાનું ઔષધ છળના છે!

**ફરિદ**—હજી શું હઝુરને સાબીતી કરવી બાકી છે.? બન્નેની આગમચથી મસલત ન હોય તો તે નીચ રજપૂત શું હાવી ખુલ્લી રીતે ને હાવા ભરૂશાથી કહી સકે—

"છે કાંઇ ગુપ્ત કથવું બધું મધ્યરાતે,
આવી કહીશ, કરજે ખુલું દ્વાર હાથે,"
ક્હેવી જુલમની વાત?—શું કહો છો હઝુર?

**સેલિમ**—એ ભયાનક નથી ફ્રરિદ! આ રીતનું નજરે જોવાં છતાં મ્હને એકદમ વિશ્વાસ આવતો નથી.

**ફરિદ**—હઝુર! બેઅદબી માફ્ કરો, તે ક્હેવું કપટ જાણે છે. હઝુર ત્હેને એકવાર જોયાથીજ સર્વ ભુલી જશો, હું ધારું છું, તે દગાબાજના ચહેરા ઉપર આપ તે વેળાએ સરળતાની કેટલીએ છબીવાળી જોશો. હા મ્હારું નસીબ!

**સેલિમ**—આ સર્વ સ્પષ્ટ પ્રમાણ મળ્યા છતાં વળી શું ભુલુ? શું તું કહે છે?—હું શી પરીક્ષા કરવા ધારુંછું તે સાંભળ્ય. હું આ કાગળ હમણાં ત્હેને દેખાડીશ નહિં. એક અપરિચિત માણસની સાથે આ કાગળ હમણાં ત્હેને પાસે મોકલી દઇશ, તે ત્હેનો શો જવાબ આપે છે? જો રાત્રના બે વાગે રજપૂતને આવવાનું ક્હેશે તો બીજા પ્રમાણની જરૂર ર્‌હેશે નહિ—હું જોવા ચાહું છું કે સ્ત્રી જાતિની છળમય બુદ્ધિની કેટલી દૂર દોડ હોય છે.

**ફરિદ**—પરંતુ હઝુર! ફરી ત્હેને એક વાર મળશો તેજ ખરાબીની વાત છે—હઝુરનું પાક દિલ—

**સેલિમ**—ત્હેનો ભય કરીશ નહિં. તું કાગળ લઇને હમણાં જા, એક વિશ્વાસુ નોકરને આપીને ત્હેની કને મોકલી દે. બરાબર ત્હેના હાથમાં જાય—જા જલદી જા. હું હવે ત્હેને મળીશ નહિં—ત્હેને અહિંયાં આવવાનું કંઇ કામ નથી. (ફ્રરિદ જાય છે.) આ કોણ? આ તો આવી! ક્હેવો સર્વ વિનાશ!—(સ્વગત) આહા! ખરેખર! ફ્રરિદ! તું ચાહે તે કહે પરંતુ આ સરળ મુખ છબીમાં છળનાનો કંઇ પણ આભાસ નથી. હેને જોયાથી કઠોર વાત શું મ્હોંમાંથી નિકળી સકે?

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**અશ્રુમતી**—શા વાસ્તે સેલિમ મ્હને બોલાવી છે?

**સેલિમ**—રાજકુમારિ! મ્હારા મનનો એક સંદેહ દૂર કરવાને ત્હમને બોલાવ્યા છે, સાચી વાત કરજો, નહિં તો આખું જીવન દુ:ખી ર્‌હેશો, અને હું પણ રહીશ. હું ત્હમારું આટલા દિવસ થયાં પ્રાણની પેઠે યત્ન કરતો આવું છું, ત્હમારી આગળ સર્વ હૃદય ખોલ્લુંછું. ત્હ-

મારી ઉપર સંપૂર્ણ વિશ્વાસ સ્થાપન કર્યો છે. ત્હેના પ્રતિદાન સ્વરૂપ ત્હમારા મનમાં કૃતજ્ઞતાનો ઉદય થઇ સકે. પરંતુ ખરેખર કહો—મ્હને વંચના કરશો નહિં—જો બીજા કોઇનો પ્રેમ ત્હમારા હૃદય ઉપર એટલો બધો અધિકાર કરતો હોય કે તે કૃતજ્ઞતાને પણ હવે તે જગામાં સ્થાન ન મળે તો કહો–હમણાં ખુલ્લીરીતે કહો–હુ પણ ખુલ્લા દિલથી ક્ષમા કરવાને તૈયાર છું. આજ વખતછે, પછી વખત નથી.

**અશ્રુમતી**—આ શું સેલિમ! હાવી વાત ત્હમે કેમ કહોછો? મ્હેં શો દોષ કર્યો છે કે ક્ષમાની વાત કહોછો? હું તો કંઇ સમઝી સકતી નથી. મ્હારા હૃદયની વાત તો ત્હમને ઘણીવાર કહીછે. વળી શા માટે પૂછો છો? સેલિમ ત્હમને ચાહુંછું કે નહિં, તે શું હમણાં સોગન લઇને કહેવું પડશે? (રુવેછે.)

**સેલિમ**—(સ્વગત) હમણાં પણ મ્હારી આગળ પ્રીતિ જણાવે છે—કહેવી ભયાનક છળના! મ્હારા હાથમાં પ્રમાણ પણ રહેલું છે—તોપણ હજી સુધી વંચના? અરે મિથ્યાવાદિનિ! (પ્રકાશ) અશ્રુમતિ!

**અશ્રુમતી**—કેમ સેલિમ? ત્હમારું હૃદય કેમ હાવું ઉદ્વિગ્ન થયું છે તે મ્હને કહો—મ્હેં ત્હમારું શું કર્યું છે?

**સેલિમ**—મ્હને કંઇ ઉદ્વેગ નથી. ત્હમે મ્હારા ઉપર પ્રીતિ કરો છો કે નહિં? તે હું પૂછુંછું.

**અશ્રુમતી**—બીજી વખતે સેલિમ ત્હમે પ્રીતિની વાત હાવા અવાજથી કહેતા નહોતા; આજ હાવા અવાજથી કેમ કહોછો?

**સેલિમ**—હમણાં પણ કહુંછું કે ત્હમે મ્હારા ઉપર પ્રીતિ કરો છો કે નહિં?

**અશ્રુમતી**—આજ ત્હમે હાવી તીવ્ર દૃષ્ટિથી મ્હારી તરફ કેમ જુઓછો? મ્હારા પર કેમ સંદેહ કરોછો સેલિમ? શું થયું છે તે સાફ કહો? હું હમણાં ત્હેનો ઉત્તર આપું.

**સેલિમ**—મ્હને હવે કંઇ સંદેહ નથી. ત્હમે હવે સુખેથી જાઓ.

(અશ્રુમતી જાયછે.)

(ફરિદ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—જો ફરિદ! હું અશ્ચર્ય પામ્યો. વાતચીત હમણાં પણ હેવી મધુર હતી કે અંતરનું ઝેર કંઇ પણ જણાતું નહોતું. બરોબર

છેલ્લે સુધી પૂર્વના ભાવનો કંઇ પણ ફેરફાર જણાયો નહિં—એક ભાવથીજ વાત કરતી હતી. અપરાધ કર્યાથી જે ભાવ ઉત્પન્ન થાય છે, ત્હેનું ચિન્હ પણ મ્હોં ઉપર જણાયું નહિં. હાવી અલ્પવયમાં ચાતુરીમાં શું આટલી પાકી થાય? વિશ્વાસુ નોકરને હાથે તે કાગળ મોકલી દીધો છે ને ફરિદ?

**ફરિદ**—હુકમ, હાજી તે મોકલી દીધો. પણ હઝુર મ્હેં ધાર્યું તે પ્રમાણેજ તે દગાબાજને જોઇને પાછા ત્હમે તો બધું ભુલી ગયા છો.

**સેલિમ**—કોણ જાણે કેમ ફરિદ? ત્હેની ઉપર અવિશ્વાસ કરવાનું મ્હારા ત્હૃદયને કંઇ ગમતું નથી. મ્હારા સમઝવામાં જો કંઇ ભુલ્ય હોય તો હજી પણ તે સંદેહ ભંજન કરી સકે. હજી પણ—

**ફરિદ**—હજી પણ! શું કહો છો હઝુર? હજી પણ આ સહું જગા પર વખતે વખત અંધ થવાની પણ ઇચ્છા થાય છે ખરી!

**સેલિમ**—ફરિદ! ત્હેમ નથી—મ્હને એક વાત યાદ આવે છે. હજી પણ મ્હને આશા છે. અશ્રુમતીને જોઇને દુ:સાહસી રજપૂત એકદમ કદાચ મોહિત થઇ ગયો હશે. અશ્રુમતીએ કંઇ આશા ન આપ્યા છતાં તે કુમતિ ઉન્મતની માફક ત્હેને મેળવવાને માટે લાલચુ થયો હોય ત્હેમાં અશ્રુમતીનો શો દોષ કહાડી સકાય? જો ફરિદ! એક કામ કરય—તે બેપ્રહર રાતે જે સમય ભીષણ દુષ્કર્મ ઘણાં ખરાં થાય છે, તે સમયે જ્યહારે તે રજપૂત અશ્રુમતીના મુકામમાં પદાર્પણ કરે તે વેળાએ પ્હેરેગિરોને ખાસ રીતે કહી રાખ્ય કે ત્હેને બેડી મારીને મ્હારી આગળ પકડીને લાવે. પરંતુ જોજે અશ્રુમતીને કોઇ કંઇ કહે નહિં. ફરિદ! તું શું મ્હારી દુર્બળતા જોઇને મનમાં હસે છે? ત્હેવું ના ધારીશ. ત્હેના પ્રેમમાં આંધલો થઇને હું આ વાત કહું છું ત્હેમ નથી. મ્હેં સમઝીને ત્હેને આ હુકમ આપ્યો છે. જા—

**ફરિદ**—જેવો હુકમ હઝુર—મ્હારું હેમાં બીજું કંઇ કહેવું નથી.

(ફરિદ જાયછે અને થોડી વારે સેલિમ જાયછે.)

---

## પ્રવેશ ૧૨ મો.

---o---

### સ્થળ—અશ્રુમતીનો મુકામ.

( અશ્રુમતી પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—( સ્વગત ) હૃદય ગયું—હવે રહી સકતી નથી---કાકા જો આવે તો ત્હેને પગે પડીને એક વાર કહું કે કાકા ક્ષમા કરો—હું હવે છુપાવી સકતી નથી—સેલિમને સર્વ ખોલીને કહું—તે જાણશે તો ત્હેમાં ત્હમારી કંઇ હાની થશે નહિં—ત્હેનું હૃદય ઘણું ઉદાર છે. તે કંઇ ક્હેશે નહિં. એ હજી સુધી આવ્યા નથી.—મલિના પણ ક્યહાં ગઇ? ત્હેને ખોલીને કહ્યાથી મ્હારું હૃદય થોડું હલકું થાય—ત્હેને હું જોતી નથી—હાય! હવે હું શું કરું? પેલી મલિના આવે છે—હવે હૃદયની વાત ખુલ્લી કરું.

( મલિના પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—બ્હેન મલિના! તું આટલી વાર ક્યહાં હતી?—તુ આવી એટલે હું જીવી. ત્હને કહીશ ત્યહારે હૃદય થોડું ખાલી થશે ઓ બ્હેન—ત્હારી આંખ્યમાં પાણી કેમ? હું જાણું છું કે મ્હારું નસીબ ખરાબ છે. ત્હારે તો બ્હેન કાંઇ દુઃખનું કારણ નથી.

**મલિના**—ત્હારું નસીબ બ્હેન ખરાબ કેમ? ત્હારું નસીબ તો બ્હેન હેવું છે કે ત્હારો પ્રેમ મેળવવાને માટે ઘણાં લોક ઘેલા—

**અશ્રુમતી**—બ્હેન! હું કોઇની પણ પ્રીતિ ચાહતી નથી—સેલિમને પામીશ તો ઘણું છે.

**મલિના**—સેલિમ તો ત્હને ચાહે છે?—ત્હેમાં શું ત્હને સંદેહ છે?

**અશ્રુમની**—બ્હેન મલિના! મ્હારી કહેવી ભયાનક અવસ્થા થઇ છે તે સાંભળ્ય—હું ક્યહારની ત્હારી આગળ કહેવાને વાટ જોતી બેઠી છું. કાકાએ એક દિવસે અહિંયાં આવીને મ્હને કહ્યું કે પૃથ્વીરાજને ત્હારા પૃથ્વીરાજને મ્હારા વિવાહનો પાત્ર નક્કી કર્યો છે.

**માલિના**—શું બ્હેન?—મ્હારો પૃથ્વીરાજ?—મ્હારો?—ઓ!

**અશ્રુમતી**—હા બ્હેન ત્હારો પૃથ્વીરાજ. તે વાત સાંભળીને મ્હારા માથા ઉપર જાણે વિજલી પડી હોય ત્હેવું થયું—મ્હેં લાજ શરમ છોડીને ત્હેમને સ્પષ્ટ કહ્યું કે "સેલિમ શિવાય હું બીજા કોઇને પણ ચાહી

સકતી નથી—તેથી તેઓ મ્હારો ઘણો તિરસ્કાર કરીને છેલ્લે મ્હારો પ્રાણ વધ કરવાને તૈયાર થયા—તોપણ હું સમંત થઇ નહિં ત્યહારે કાકાએ કહ્યું કે હમણાંજ હું ત્હારા પિતાની આગળ આ વાત કહેવા જાઉંછું. પિતા બિમાર છે તે આ વાત સાંભળીને એક પળ પણ જીવશે નહિં." આ વાત સાંભળીને મ્હને ઘણી અધીરાઇ થઇ—મ્હેં તેઓને કહ્યું કે આ વાત ત્હેમને કહેશો નહિ. હું બીજા કોઇનો વિવાહ કરી સકીશ નહિં—એ શિવાય જે કહેશો તે કરવાને હું તૈયાર છું. ત્યહારે તેઓએ કહ્યું "સારું સેલિમ જો વિવાહની વાત કરવા આવે તો તું સાત દિવસને માટે વિવાહ રોકવાની શું વિનંતિ કરી સકીશ?" હું કરીશ એમ મ્હેં કબૂલ કર્યું—વળી તેઓએ કહ્યું કે—"મ્હેં આ વિષયમાં જે કંઇ વાત ત્હારી આગળ કહી છે, ત્હારી પાસે હું આવ્યો હતો ત્હેમાંનું રજ પણ સેલિમને કહીશ નહિં."—બ્હેન! મ્હેં વિચાર કર્યા વિના હેની હા કહી. ત્હેનું ફલ હમણાં ભોગવુંછું—સેલિમ જ્યહારે વિવાહનું સર્વ નક્કી કરીને મ્હને તેડી જવા આવ્યા ત્યહારે મ્હેં સાત દિવસ વિવાહ રોકવાનું કહ્યું અને ત્હેનું કારણ મ્હને પૂછવાની માગણી કરવાની મનાઇ કરી. ત્હેને લીધે બ્હેન! મ્હારી પ્રીતિને વિશે ત્હેને કોઇ કોઇ વખતે સંદેહ થાયછે. કાકાને વચન આપ્યું હતું તેથી મ્હારે હાવી વિનંતિ કરવી પડી. તેથી હું કહી સકતી નથી એ વાસ્તે હું મ્હોટી વિપદમાં પડીછું—આ વાત હું સેલિમને કહી સકતી નથી તેથી મ્હારું હૃદય ફાટે છે. હવે શું કરું બ્હેન?

**મલિના**—જેને લીધે ત્હને બ્હેન વિપદ્ છે—ત્હેને લીધે મ્હારો સર્વ વિનાશ થયો છે? તું બ્હેન કહે છે મ્હારો પૃથ્વીરાજ! ના બ્હેન, પૃથ્વીરાજ હવે મ્હારો નથી--હવે તે ત્હારો છે! (રુવેછે.)

**અશ્રુમતી**—શું બ્હેન મલિના? તું પણ આ વાત કહે છે? સેલિમના શિવાય મ્હારો કહીને બ્હેન હું કોઇને જાણતી નથી.

**મલિના**—પરંતુ બ્હેન પૃથ્વીરાજ ત્હને ચાહે છે—તું શું બ્હેન ત્હેને ચાહીશ નહિં?—આહ. (રુવેછે.)

**અશ્રુમતી**—આ શી વાત બ્હેન મલિના! મ્હને કેમ બ્હેન કષ્ટ આપેછે? સેલિમ શિવાય બીજા કોઇની પણ હું શું પ્રીતિ કરી સકું? પૃથ્વીરાજ, જેની વાત તું બ્હેન મ્હને ઘણા દિવસથી કહેતી હતી ત્હેનો બ્હેન હાવી રીતનો વ્યવહાર?

**મલિના**—બ્હેન! ત્હેને દોષ આપીશ નહિં. હું બ્હેન ત્હેને લાયક નથી—મ્હારામાં શા ગુણ છે કે ત્હેના મનમાં આવું? ત્હેણે બ્હેન મ્હને સ્પષ્ટ કહ્યું છે કે ત્હને ચ્હાતો નથી. (રુવેછે)

**અશ્રુમતી**—આ શી ભયાનક વાત બ્હેન? જો મ્હારા માબાપની ખબર આપવા કોઇ દિવસે તે મ્હારી પાસે આવશે તો હું ત્હમને સમઝાવીને કહીશ કે કાકાની વાતમાં છેતરાઇ ન જશો. ત્હમારે સારીપેઠે જાણી લેવું કે સેલિમ શિવાય મ્હારા હૃદયમાં બીજા કોઇનું પણ સ્થાન નથી. એ વાત ત્હેને સમઝાવ્યાથી તે શું બ્હેન પાછા ત્હને ચાહશે નહિં?

**મલિના**—ઓ—એ વાત બ્હેન હવે કરવી કામની નથી. તે–તે તે શું બ્હેન હવે મ્હારો છે? આ! (રુવેછે.)

**અશ્રુમતી**—મલિના–રો નહિ બ્હેન—જો પૃથ્વીરાજ પાછો બ્હેન ત્હારો થશે.

(કાગળ લઇને એક નોકર પ્રવેશ કરેછે.)

**નોકર**—(અશ્રુમતીના પ્રતિ) રાજકુમારી–પૃથ્વીરાજે આપને આ કાગળ આપ્યો છે.

**અશ્રુમતી**—શું? પૃથ્વીરાજ–તે શું?

**મલિના**—શો કાગળ બ્હેન? શું પૃથ્વીરાજે ત્હને લખ્યો છે? હા!

**અશ્રુમતી**—(કાગળ વાંચેછે.)

(વસંતતિલકા)

મ્હેં જે દીનેથિ તુજ ચારુ દિઠું શરીર,  
ત્ય્હાંથી બન્યો તૃષિત ચાતકશો અધીર;  
જે કાંઇ ગુપ્ત કથવું, બધું મધ્ય રાતે,  
આવી કહીશ, કરજે ખુલુ દ્વાર હાથે.

**પ્રેમકાંક્ષી પૃથ્વીરાજ.**

(નોકરના પ્રતિ) આ કાગળ પાછો લઇ જા, ત્હેને કહે કે હાવી રીતના કાગળો હું લેતી નથી. હવે તે ન મોકલે.

**મલિના**—કેમ બ્હેન અશ્રુ! ત્હેનું અપમાન કરે છે? તું ત્હેને ચ્હાતી નથી, પરંતુ તે ત્હને ચ્હાય છે. તે જો અહિંયાં આવે તો ત્હેમાં ત્હારે શું નુકસાન છે? તું જો ત્હેને જોવા ન ચાહે તોપણ

હું તો ત્હેમને જોઇને તૃપ્ત થઇશ. હું ત્હેમને બ્હેન એકવાર જોવા ઇચ્છું છું. મ્હારો પૃથ્વીરાજ ત્હેને કહેવી રીતે મ્હારી પાસે મેળવે છે? (રુવેછે.)

**અશ્રુમતી**—સારું, બ્હેન તેઓ છો આવે, હું ત્હેમને સ્પષ્ટ કહીશ કે મ્હારી પ્રીતિ ત્હમે કદી મેળવી સકશો નહિં. તો ત્હારી સાથે પાછું બ્હેન મિલન થઇ જશે. (નોકરના પ્રતિ) ઠીક છે. ત્હેમને આવવાનું કહેજે.

**નોકર**—જેવો હુકમ.

(નોકર જાયછે.)

**મલિના**—હું પણ બ્હેન જાઉં છું.

(મલિના જાયછે.)

**અશ્રુમતી**—(સ્વગત) હા! સેલિમ કેમ હજી સુધી આવતા નથી? ત્હેમનો આવવાનો સમય તો થઇ ગયો છે. જોઉં જોઇએ.

(અશ્રુમતી જાયછે.)

---

## પ્રવેશ ૧૩ મો.

—:o:—

### સ્થળ—છાવણીની પાસેનો રસ્તો.

(પૃથ્વીરાજ અને શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—કાગળનો કાંઇ જવાબ મળ્યો છે કે?

**પૃથ્વીરાજ**—હા, મળ્યો છે—મધ્ય રાતે ત્યહાં આવવાનું કહાવી મોકલ્યું છે.

**શુક્તસિંહ**—તો તે સારું થયું. હું પાલખી વગેરે તૈયાર કરી રાખ્ને થોડે છેટે વાત જોતો બેશીશ. ત્હમે જ્યહારે ત્હેના હૃદય ઉપર થોડો અધિકાર કરવા પામ્યા છો ત્યહારે ત્હમે ત્હેને કહીને અનાયાસથી બ્હાર્ આણી સકશો. બળજોરી કરવાની હવે જરૂર પડશે નહિં. હેવું મ્હને લાગે છે.

**પૃથ્વીરાજ**—પરંતુ હમણા મ્હેં સાંભળ્યું છે કે હવે પ્હેરો સખ્ત મૂક્યો છે ત્હેનો શો ઉપાય કરશો?

**શુક્તસિંહ**—ત્હેની ત્હમારે કંઇ ચિંતા નહિં કરવી. ફરિદની સાથે તે વિશેનો બંદોબસ્ત કર્યો છે. પરંતુ જો, પૃથ્વીરાજ, ફરિદના ઉપર આપણે આટલો વિશ્વાસ કરિયે છિયે તે છેલ્લી ઘડિયે આપણને કોઇ પેચમાં તો નહિં નાંખે? ત્હેની કાંઇ ખોટી મતલબ નહિં હોય?

**પૃથ્વીરાજ**—ના, તે વિશે ત્હમે કંઇ પણ ભય કરશો નહિં. હું ફરિદને સારી પેઠે ઓળખું છું. પરંતુ મ્હને એક ભય છે. તે સમયે મલિનાની સાથે જો મેલાપ થશે તો હું ઘણો ચક્ષુ લજ્જામાં પડીશ?

**શુક્તસિંહ**—નહિં, ત્હેને કોઇ બ્હાને દૂર રાખીશું. ત્હેને માટે ત્હમારે ચિંતા કરવી નહિં.

**પૃથ્વીરાજ**—ત્યહારે આપણી આ વાત નક્કી થઇ. હું હવે જાઉંછું.

(પૃથ્વીરાજ જાય છે.)

**શુક્તસિંહ**—હું પણ ઠીકઠાક કરી લેઉં.

(શુક્તસિંહ જાય છે.)

---

## પ્રવેશ ૧૪ મો.

———:o:———

### સ્થળ—છાવણીમાં સેલિમનો મુકામ.

(સેલિમ અને ફરિદ પ્રવેશ કરેછે.)

**સેલિમ**—આજ વખત ક્યમે કર્યો જતો નથી. બેપ્રહર રાત્રિ ક્યહારે આવશે?—તે દુર્મતિ રજપૂતના લોહીથી હાથ ધોઇશ ત્યહારે મ્હારું હૃદય થોડું શાંત થશે. ફરિદ! તે નોકર શું હજી સુધી પાછો આવ્યો નથી? ક્યહારે આવશે?

**ફરિદ**—હજુર! મ્હને લાગે છે ત્હને આવવાની હવે વાર નથી પેલો આવે છે.

**સેલિમ**—આવે છે કે? શી ખબર લાવ્યો?

(નોકર પ્રવેશ થાય છે.)

આ બાજુએ આવ્ય—શું સાંભળ્યું જલદી કહે—કાંપે છે શા સારું? શું કંઇ માઠી ખબર છે?

**નોકર**—હઝુર! મ્હેં જે જોયું તે કહેતાં ડર લાગેછે. તે કાગળ વાંચીને રાજકુમારી ખરખર આંસુ પાડવા લાગી અને ત્હેના હાથ થર થર કાંપવા લાગ્યા. ત્યહાર પછી—ત્યહાર પછી (માથું ખજવાળતો ખજવાળતો)

**સેલિમ**—ત્યહાર પછી શું—જલદી કહે મ્હારાથી વાર સહન થઇ સકતી નથી.

**ફરિદ**—મ્હારી તરફ શું જુએ છે? જે જોયું સાંભળ્યું હોય તે બરાબર કહે—હઝુર સાંભળવાને માટે ઘણા આતુર છે.

**નોકર**—ત્યાર પછી ઘણા લાંબા નીસાસા નાંખીને કહ્યું કે સારું આજ બેપ્રહર રાતે છુપી રીતે અહિં ત્હેને આવવાનું કહેજે—કોઇને માલમ ન થાય—ઘણી સાવચેતીથી.

**સેલિમ**—(નોકરપ્રતિ) હવે સાંભળવાને ચ્હાતો નથી—ઘણું થયું—હમારી આગળથી ચાલ્યો જા—દૂર થા—(ફરિદના પ્રતિ) તું પણ અહિંયાંથી જા—મ્હને એકલો ર્‌હેવા દે. કોઇને પણ હું ચ્હાતો નથી—જા—જા હું કોઇની સલાહ ચ્હાતો નથી. કોઇની પણ દોસ્તી ચ્હાતો નથી.

(નોકર જાયછે.)

**ફરિદ**—જેવો હુકમ હઝુર, ચાલ્યો.

(ફરિદ જાયછે.)

**સેલિમ**—(સ્વગત) કેહેવું ભયાનક! આટલી બધી વિશ્વાસઘાતકતા! કેહેવા ખરાબ ચોઘડિયામાં તે રજપૂતાણીની સાથે મ્હારો મેલાપ થયો હતો—હેનો બદલો, હેના લાયક બદલો શો? હતભાગિની ત્હારો આજ જીવનનો છેલ્લો દિવસ છે! (પ્રકાશ) ફરિદ ફરિદ જલદી આવ્ય.

(ફરિદ પ્રવેશ કરેછે.)

**ફરિદ**—હુકમ હઝુર.

**સેલિમ**—ફરિદ! માફ કરજ઼. મ્હારું આજ મન ઠીક નથી. તું મ્હારો ખરો દોસ્ત છે. ત્હારી વાત આટલા દિવસ સાંભળી હોત તો આ યંત્રણા મ્હારે ભોગવવી પડત નહિં.

**ફરિદ**—હઝુર! કંગાલની વાત વાશી થયેજ ફલે છે. હવે સાત દિવસ વિવાહ રોકવાની મતલબ સમઝ્યા કે? મ્હેં એક ખુમાટો સાંભળ્યો છે તેથી હું સારી પેઠે સમઝ્યોછું.

**સેલિમ**—શો ખુમારો ફરિદ? કહે મ્હને જલદી કહે.

**ફરિદ**—કહેવો વિશ્વાસઘાત! મનમાં આણતાં પણ શરીર કંપે છે. ખટપટ શી થઇછે તે સાંભળશો? પૃથ્વીરાજ આજ રાત્રે તે રજપૂતાણીને બ્હાર્ય સમઝાવીને આણશે–અને શુક્તસિંહ ઘોડે છેટે પાલખી લઇને ઉભોહ ર્‌હેશે. કહેવી હિંમત! આ સર્વનો બંદોબસ્ત કરવાને માટે સાત દિવસ વિવાહ રોકવાની હઝુરને અરજ કરી હતી.

**સેલિમ**—તે ખરું છે! હવે હું સર્વ સમઝી સક્યો. એ કહેવી છળના! કહેવું અવિશ્વાસનું કામ! કહેવો દુઃસારસ કહે! હું એકીવાર દિક્‌મૂઢ થયોછું. ચાલ્ય ફરિદ! હમણાંજ ચાલ્ય, હવે બેપ્રહર રાત્યની વાટ કોણ જુવે? ચાલ એક તીક્ષ્ણ ધારવાળો છુરો આપણી સાથે લે–બીજા કશાની જરૂર નથી. ચાલ્ય.

(સેલિમ જાયછે.)

**ફરિદ**—(સ્વગત) હવે તો હદ થઇ ગઇ છે. મ્હેં અશ્રુમતીને હાથ કરવાને માટે જે જાળ બીછાવી છે તે સઘળું બધું મ્હેં માનસિંહને લખી જણાવ્યું છે. ખુન ન થાય ત્હેની સેલિમને સલાહ આપવી જોઇયે. સેલિમના હાથમાંથી જાય તો એ શિકાર મ્હારો થશે અને જો તદન મારી નાંખવામાં આવશે તો ત્હેમાં મ્હારું શું જશે? મ્હારા ઉપર તે ખાર રાખતી હતી ત્હેને તેજ લાયક બદલો થશે–મ્હારું શું હતું કે જાય? મ્હારી ફક્ત ખુબસુરતીની લાલચ છે કંઇ મ્હોબત તો નથી. હમણાં જોઉં. શું નું શું જાયછે.

(ફરિદ જાયછે.)

---

# પ્રવેશ ૧૫ મો.

—o—

## સ્થળ—અશ્રુમતીનો મુકામ.

(પૃથ્વીરાજ પ્રવેશ કરેછે.)

**પૃથ્વીરાજ**—(સ્વગત) ક્યહાં અશ્રુમતી ક્યહાં? ત્હેને મળવાનો મ્હારો જેટલો આગ્રહ છે. તેટલો શું ત્હેનો નથી? મ્હને લાગેછે કે હમણાં આ ખંડમાં આવશે. હમણાં ફરિદને મુખે જે સાંભળ્યું છે તે ઉપરથી તો મ્હને ઘણી આશા ર્‌હેછે. હું કહીશ તેટલામાંજ

તે મ્હારી સાથે આવશે હેવું જણાય છે. અહિંયાં તો બીજું કોઇ નથી? (ચારે બાજુએ જોઇને) મલિના ન આવે તો હું હમણાં બચું. એક તો મધ્ય રાત્ર થઇ છે, ત્હેમાં વળી મેઘની ઘોર ઘટા છે—આજે ત્હેને લઇને ન્હાસવાનો સારો લાગ છે. કેમ તે હજી સુધી આવી નથી?—ઓ પેલી આવે છે.

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**પૃથ્વીરાજ**—રાજકુમારિ! હું ઘણી વાર થયાં ત્હમારી વાટ જોતો બેઠો છું.

**અશ્રુમતી**—ત્હમને મળવાની મ્હારે બીજી કાંઇ મતલબ નથી. સેલિમ શિવાય બીજા કોઇને પણ મ્હારા ત્હૃદયમાં વસતો જાણશો નહિં. ત્હમે હાવી રીત્રના કાગળ હવે મ્હને લખશો નહિં. આ વાત સ્પષ્ટ કહેવાને માટે હું ત્હમારી સાથે મુલાકાત કરવાને સંમત થઇ હતી.

**પૃથ્વીરાજ**—(સ્વગત) આ તે શું? હું તો ઘણો આભો પડી ગયો, આ શી વિપદ? ફરિદની ત્યહારે પ્હેલેથી છેલ્લે સુધી મિથ્યા વાત? તે ત્યહારે હમને પેચમાં નાંખવાના બેતમાં છે—જોઉં છું—હમણાં શુક્તસિંહને જઇને કહું—હવે અહિં ર્‌હેવું ન જોઇયે. હાય! મ્હારું સર્વ સુખનું સ્વપ્નું ભાગી ગયું?—(પ્રકાશ) રાજકુમારિ! મ્હારો ભ્રમ હતો, ક્ષમા કરો—(સ્વગત) આ શો ઉત્પાત! વળી મલિના પણ આવી લાગી. (પ્રકાશ) હું ચાલ્યો.

(મલિના પ્રવેશ કરેછે.)

(પૃથ્વીરાજનું જલદીથી જવું)

**મલિના**—(સ્વગત) હાય!—મ્હારી તરફ એક વાર પણ ફરીને જોયું નહિં. એક પણ મીઠું વચન બોલ્યા નહિં. મ્હેં એટલો શો અપરાધ કર્યો છે. (પ્રકાશ) એ બ્હેન આવીને ચાલ્યા ગયા કેમ?

**અશ્રુમતી**—આવ્ય બ્હેન મ્હારી સાથે આવ્ય. ત્હારી સાથે મિલન થાય તે માટે એક વાર મ્હેનત કરું—પૃથ્વીરાજ તો ઘણો દૂર ગયો નથી. આવ્ય તું ત્હેની સાથે એક વાર મેલાપ કરય.

**મલિના**—બ્હેન! હાલ ચાલ્યા ગયા છે, કેમ બ્હેન મિથ્યા મ્હેનત કરે છે.

**અશ્રુમતી**—સારું, હું બ્હેન જાઉં છું. (અશ્રુમતી જાયછે.)

**મલિના**—હા?—(પોતે એકલી ગાય છે.)

(ગરબી.)

(આસો માસો શરદ પુન્યમની રાત્ય જો એ ચાલ)

હવે ગુમાવ્યો ત્હેને તોએ કેમરે
હઇડું ઉછળે, નામ સુણી જિવડો ધસે ?
તે ભ્રુકુટીથી નાઠો નિરખું પ્રેમરે,
તુચ્છકારિ હસે એ, પણ ત્હૃદયથિ ના ખસે.
નેન નિરખવા આવી. નેન ન મેળવ્યાં,
નાઠો એતો દારુણ અવગણના કરી;
તો હું દૂરજ દૂર રહું અળગી હવાં,
મર્મ ભેદિ દુખનીર વિશે હું રહું તરી.
ક્ષણ નિરખું તો સ્વર્ગ મળ્યું હાથમાં;
બળે પ્રાણ આ વેળા દુખની આગથી,
ભલે બળે શી હાનિ થઇ તે વાતમાં ?
વસો સુખે તે મ્હારો, બિજું નવ માગતી.

(મલિના જાયછે.)

---

## પ્રવેશ ૧૬ મો.

---

### સ્થળ—અશ્રુમતીના મુકામનો બ્હારનો ભાગ.

(આકાશ મેઘાચ્છનછે અને પળે પળે ગર્જના થાયછે.)

(સેલિમ અને ફરિદ પ્રવેશ કરેછે.)

**સેલિમ—** (ચોપાઈ.)

એક આજ રજની અંધાર
ને વળિ નભમાં ઘન વિસ્તાર !
નવ દીસે તારલિયો એક,
ભયંકર અંધાર શું છેક ! ૧.
ધરિ આ ઘોર વસન અંધાર,
માંહિં છુપાઇ પ્રકૃતિ આવાર,
કેહવું ભયાનક કૃત આદરે !
કાવતરું શું ઘોરજ કરે ! ૨.

દારુણ સાંઘાતિક કંઇ કર્મ,
પ્રવૃત્ત થઇ કરવા તજિ શર્મ !
ભીષણ નર હત્યા વ્યભિચાર,
એહ નિશાચરનો આ કાલ. ૩.

ફરિદ! કોઇને શું તું જોઇ સકે છે?

**ફરિદ**—હઝુર! કોઇ ઇનસાન જણાતું નથી.

**સેલિમ**—(સ્વગત)—

(ઉધોર છંદ)

ધરતી કપટ નય કંઇ વેશ,
રાક્ષસી નિશા તું છે હમેશ!
તુંજને કોણ કહે આ ઠામ,
શાન્તિ જનની દેતિ વિરામ? ૧.

નિષ્ઠુર તાહરેજ ઉછંગ,
નિત્ય અશાન્તિ રમતી રંગ;
જગનાં પાપ ભીષણ તમામ,
તે તુંજ શ્યામ ઉર લે ઠામ. ૨.

અશ્રુમતિ! વિશ્વાસઘાતિનિ! મ્હારી આટલી પ્રીતિનું શું છેલ્લે હાવું પ્રતિદાન છે કે?

(વિષમ હરિગીત)

ઉચ્ચસપંદ શિખરથી દારિદ્રય કેરા ગર્તમાં;
ગગડી પડું સહસા કદી, પણ ધૈર્ય છાડું ન તુર્ત ત્યહાં;
ઘોર અંધારે ભર્યાં કારાગૃહે જીવન લગી,
પૂરાઇ ર્‍હેવું પડે, હું તો સહું યંત્રણા ક્ષણ નવ ડગી? ૧

વેઠું અત્યાચાર સઘળા અન્ય ક્રૂર અદ્રષ્ટના;
પણ–હા! વશી મુજ પ્રીતિ જે શું, અર્પ્યું મુજ સર્વ સ્વ જ્યહાં,
જેહને મુજ એક માત્ર ગણી રહ્યો હું,–આજ તે
મુજ શું કરે છલના, અરે! એ તો અસહ્યજ વાતછે! ૨

**ફરિદ**--હઝુર! હવે શું કરવાનું છે?

**સેલિમ**—એક અવાજ થયો તે સાંભળ્યો કે?

**ફરિદ**—ક્યહાં હઝુર!--

**સેલિમ**--મ્હેં સાભળ્યો છે—પગના અવાજના જેવો.

**ફરિદ**—નહિં હઝુર-કોઇ ઇનસાનનો અવાજ તો સંભળાતો નથી. હાલતો ચારે બાજુએ ખૂબ ચૂપ ચાપ છે-સઘળાઓ બેફિકર ઊંઘ લે છે-

**સેલિમ**—બીજા ગમે તો ઊંઘતા હશે—પણુ ફરિદ ! એ તું સારી પેઠે જાણજે કે પાપની આંખ્યમાં ઊંઘ નથી ? વિશ્વાસઘાતિનિ ! તું જો જાણતી હોત કે હું ત્હારા ઉપર કેટલો વિશ્વાસ કરું છું-કેટલી પ્રીતિ કરું છું-તો શું તું હા ! ફરિદ તું જાણતો નથી-હું કહેવો જખમી થયોછું જેને એકવાર જોતો તો સ્વર્ગ હાથમાં મળ્યું સમઝતો જેની એક આંખ્યની ઇશારતથી મ્હારું અદૃષ્ટ ચક્ર નિયમિત થાત-જેના એક બિંદુ અશ્રુપાતથી મ્હારા હૃદયનું લોહી નિકલત—ત્હેનો હાવો વ્યવહાર ! આહ ! ક્રૂર !

**ફરિદ**—આ શું ? હઝુર-રુવોછો કે શું ? જેનો જોડો નહિં હેવા બાહાદુર સુલતાન સેલિમની આંખ્યમાં આજ આંસુ જોયા ! હાય ! નસીબ !

**સેલિમ**—શું ? હું ખરેખર રોઉં છું ? એક વિશ્વાસઘાતિનીની વિશ્વાસઘાતકતાથી મ્હારી આંખ્યમાં શું આંસુ ?—ફરિદ ! તું જાણજે કે આ આંસુના ટીપા—આ કોમળ રમણી નેત્રના આંસુના ટીપાં નથી, આ નિષ્ઠુર વીર-હૃદયનો રક્તપાત છે ! વિશ્વાસઘાતિનિ અશ્રુમતિ ! તુ પણ રો-ત્હારો પણ વખત આવી લાગ્યો છે--ત્હારા આ નિષ્ઠુર રક્તવાળા આંસુ, ત્હારા કલંકિત રક્તપાતની પૂર્વ સૂચના શિવાય બીજુ કંઇજ નથી ?

**ફરિદ**—હઝુર ! બીજું ચાહે ત્હેમ હોય— ઓરતને મારી નાંખવી એ સારી વાત નથી. મ્હારું ડરથી શરીર કંપે છે—

**સેલિમ**—ફરિદ—કંપે—કંપે—કંપવાનાં ઘણા કારણ છે—આવ્ય આવ્ય—ફરિદ—મ્હેં આ વખતે સ્પષ્ટ પગલાં સાંભળ્યાં છે. પેલી બાજુએ ચાલ્ય—ચાલ્ય !

( અંધારામાં અદૃશ્ય અશ્રુમતી પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—મલિના—ક્યહાં તું છે ? પૃથ્વીરાજતો હજી સુધી ગયો નથી.

( અશ્રુમતી જાય છે. )

**સેલિમ**—સાંભળ્યો કની?—

( ગીતિ. )

તે મધુરો કંઠ સ્વર! જેની મોહન સુધા વિશે લોભ્યો
આજ હું ઠગાયો,? મંત્ર મુગ્ધ સર્પ શો અવશ થોભ્યો!

તે છલનામય કંઠ સ્વર શું ત્હેં સાંભળ્યો નહિં? આ વખતે બદલો સખ્ત બદલો—

( સોરઠો. )

તીવ્ર તું મુજ તરવાર!—બીજા છેહ ભલે દિયે;
પણ તું જો આ વાર રખે થતી રે બેવફા!

( પૃથ્વીરાજ પ્રવેશ કરેછે. )

**પૃથ્વીરાજ**—( સ્વગત ) હા! મલિનાએ મ્હારો શો અપરાધ કર્યો હતો? કેમ ત્હેનો ત્યાગ કર્યો? તેજ વિશ્વાસઘાતક પાખંડ ફરિદને એક વાર દેખું તો આજ તરવારથી કડકે કડકા કરી નાંખું—શુક્તસિંહ પણ ત્હેને ખોળવા ગયો છે—ત્હેણે આવીને અશ્રુમતીને બળપૂર્વક અહિંયાંથી લઇ જવી જોઇએ. પ્રતાપસિંહનો કલંક મ્હારો પ્રાણ છે ત્યહાં સૂધી કદી જોઇ સકીશ નહિં.

**સેલિમ**—ઓ પેલો—ઓ પેલો—ફરિદ! તે દુર્મતિ રજપૂતના જેવો જણાય છે. ઓ! કહેવો અંધકાર! કંઇ પણ સ્પષ્ટ દેખાતું નથી.—ચાલ્ય ચાલ્ય તે તરફ ( પૃથ્વીરાજની આગળ જઇને દુર્મતિ પાખંડી અકૃતજ્ઞ તસ્કર ત્હારું આટલું દુઃસાહસ! બન્નેમાં તરવારનું યુદ્ધ થાય છે. )

**ફરિદ**—( સ્વગત ) હું પણ પછવાડેથી એક ઘા કરું.

**પૃથ્વીરાજ**—ફરિદ! વિશ્વાસઘાતક તુંજ!—

**સેલિમ**—હવે ચાલ્ય—જોઇયે તે વિશ્વાસઘાતિની ક્યહાં છે-પેલી દેખાય છે.

( અશ્રુમતી પ્રવેશ કરેછે. )

**અશ્રુમતી**—આ શેની ગડબડ! અંધકારમાં કાંઇ પણ દેખાતું નથી. આ અહિં કોણ પડ્યું છે? આ શું? પૃથ્વીરાજ!

**સેલિમ**—હા, પૃથ્વીરાજ! વિશ્વાસઘાતિનિ!-કલંકિનિ! હા. એ ત્હારો પૃથ્વીરાજ-ત્હારો પ્રાણેશ્વર પૃથ્વીરાજ—આ વખતે અંતકાળે હેને જોઇ લે.

**અશ્રુમતી**—કોણ? આ શું? સેલિમ! ત્હમે આટલી રાત્રે—છુરો હાથમાં, આ શું?

**સેલિમ**—કલંકિનિ! મુખ દેખાડતાં ત્હેને શું હજી પણ શરમ આવતી નથી?

**અશ્રુમતી**—સેલિમ! ત્હમે—ત્હમે પણ મ્હને કલિંકાની કહો છો? મ્હેં શો અપરાધ કર્યો તે કહો? મ્હને હમણાં કહો? ત્હમને ચાહું છું તેથી કરીને રજપૂતની આગળ હું કલંકિની થઇ છું—હમાની આગળ પણ હું કલંકિની. ત્હમે શી વાત બોલો છો સેલિમ? ત્હમારી આંખ્યમાં પણ શું હું કલંકિની છું?—સેલિમ! (રુવે છે.)

**સેલિમ**—વિશ્વાસઘાતિનિ!—હજી પણ છળના? ત્હારા કપટમય રુદનથી હવે હું છેતરાઇશ નહિં-નિઃસંશય! મ્હારી નિષ્ઠુર વાતથી શું ત્હને આઘાત લાગ્યો છે? ત્હેં મ્હને કેહેવો આઘાત લગાડ્યો છે તે શું તું જાણતી નથી? એકલી વાતથી ફક્ત શું ત્હેને ઉપયુક્ત બદલો મળશે? આ તરવારના આઘાતથી જો આ છલનામય ત્દ્દય—હા અશ્રુમતિ! હતભાગિનિ! ત્હને કેમ હાવી દુર્મતિ ઉપજી હતી? હમણાં પણ દોષ માની લે, હમણાં પણ ક્ષમા કરવાને તૈયાર છું.

**અશ્રુમતી**—સેલિમ! ત્હમે જે બોલો છો-તેથી મ્હારા ત્દ્દયમાં સેંકડો છુરી ભોકાય છે—હજી બીજું કંઇ કહેવાનું બાકી છે?—હવે મ્હને જીવવાની ઇચ્છા નથી—પરંતુ જ્યહારે આ તરવારથી ત્દ્દયને વિદીર્ણ કરીને પ્રત્યેક રક્તબિંદુમાં કેવળ ત્હમારી પ્રતિમા જોશો ત્યહારે—ત્યહારે—સેલિમ—આ અભાગિયણને માટે એક ટીપું પણ શું આંસુનું પાડશો નહિં?—ત્યહારે—(રુવે છે.)

**સેલિમ**—(સ્વગત) હાય! પાછો હું હેની વાતથી મુગ્ધ થયો? મ્હારા હાથ પાછા જડ થઇ ગયા—દુર્બળતા આવીને મ્હારા ત્દ્દય ઉપર પાછો અધિકાર કરેછે—ના, હવે વખત લગાડવો નહિં—(પ્રકાશ) ભુજંગિનિ!—ત્હારું મૃત્યુજ શ્રેય છે—(છરી ઉગામીને) અંતિમકાળની જો કંઇ વાસના હોય તો આ વેળાએ કહી દે.

**અશ્રુમતી**—સેલિમ!—મ્હારી બીજી કંઇ વાસના નથી. મ્હારું આ ત્દ્દય ત્હમારુંજ છે—મારો.

**સેલિમ**—હવે ત્હારી છલનામય વાત સાંભળવા ઇચ્છતો નથી. ત્હારું છલનામય હૃદય શિયાલ, કુતરાંને આપવા યોગ્ય ઉપહાર છે!—આ ત્યહારે—(છુરીનો આઘાત કરેછે) નહિં—કરી સકયો નથી.

(હાથમાંથી છુરી લપસી જાયછે—અશ્રુમતી પડી જાયછે.)

**સેલિમ**—હા-થોડા આઘાતથીજ?—ફરિદ! જલદી આવ્ય-શું કર્યું? ફરિદ જો—મ્હેં કહેવી ખરાબી કરી છે?

**ફરિદ**—શું થયું? શું થયું?—હેને પણ મારી? હવે શું થશે?—જેણે જેવું કામ કર્યું હતું ત્હેને ત્હેવી યોગ્ય સજા થઇ છે.

**સેલિમ**—ફરિદ! મ્હારા હાથથી છુરી લપસી પડી. થોડા આઘાતથીજ હાનો છેડો આવશે હેવું મ્હેં ધાર્યું ન હોતું—હાય! એક તૃણનો આઘાત પણ હાવા કોમળ પુષ્પથી સહન થયો નહિં—હા! ફરિદ હાવા સુંદર ફુલનો નાશ થયો? મ્હેં પુષ્પમાંના સર્પને મારવા જતાં પુષ્પનો નાશ કર્યો? નહિં, મ્હેં અન્યાય કર્યો નથી—હાવી ભુજંગિનીને પૃથ્વીમાં રાખ્યાથી પૃથ્વીની ધૂળધાણી થઇ જાય.

(મલિના પ્રવેશ કરેછે.)

**મલિના**—(સ્વગત) અશ્રુમતી ક્યહાં ગઇ? આ શો ગજબ?—સુલતાન!—ફરિદ!— લોહીવાળી છુરી! આ કોણ બે જણાં પડેલાં છે—અશ્રુમતિ! પૃથ્વીરાજ! કહેવું સત્યાનાશ થયું!—(પૃથ્વીરાજના મૃત શરીર ઉપર પડીને) સેલિમ! પાખંડ!—રક્ત પિપાસુ પિશાચ! ત્હેં મ્હારો સર્વનાશ કર્યો છે?

**સેલિમ**—મલિના! મ્હેં તો ત્હારો કંઇ સર્વનાશ કર્યો નથી.

**મલિના**—બીજા કોઇનું પણ કંઇ થયું નથી—મ્હારો સર્વનાશ થયો છે-મ્હેં ત્હારું શું કર્યું હતું કે પાખંડ તેં મ્હારા પૃથ્વીરાજને માર્યો?

**સેલિમ**—મલિના શું! ત્હારો પૃથ્વીરાજ હતો!-એ તો આવિશ્વાસઘાતિનીનો પૃથ્વીરાજ હતો!—

**મલિના**—હાય નસીબ! પાખંડ તેં આ શું કામ કર્યું? અશ્રુમતી ત્હારા શિવાય બીજા કોઇને પણ જાણતી નહોતી—ત્હારે માટેજ જગત્‌ની આગળ કલંકિની થઇ હતી—ત્હારે માટે સર્વત્યાગિની થઇ, હતી, ત્હેને તેં મારી નાંખી?—હાય! બીજું કોઇજ નથી—હુંજ આ સર્વનાશનું મૂળ છું, પૃથ્વીરાજને મ્હારાથી મળાશે હેવું ધારીને

પૃથ્વીરાજની પ્રાર્થના ગ્રાહ્ય કરવાને સખીને મ્હેં વિનંતિ કરી હતી, હાય! તેથીજ આ ફલ થયું છે. (રુવે છે.)

**સેલિમ**—શું? મલિના! મ્હને અશ્રુમતી ચ્હાતી હતી? મ્હેં ત્યારે કહેવો સર્વ નાશ કર્યો! ખરેખર મલિના!—ખરેખર શું મ્હને અશ્રુ ચ્હાતી હતી?—અશ્રુમતિ!—અશ્રુમતિ! હવે કોને બોલાવું? હું ઘણો નરાધમ છું! હું ઘણો પાપિષ્ટ છું! ઓ! મ્હેં આ શું કામ કર્યું!—ફરિદ! ફરિદ તેં મ્હને કેમ હાવું કામ કરવા દીધું?—એ શું ત્હારા દોસ્તના જેવું કામ થયું છે?

**ફરિદ**—હઝુર! ત્હેમાં મ્હારો શો ગુનાહ?—મ્હેં તો તે વેળાએ આપને રોક્યા હતા કે ઓરતનું ખૂન ન થાય.

**સેલિમ**—હાય! કહેવો મ્હેં સર્વનાશ કર્યો છે?—ખરેખર! મલિના! અશ્રુ મ્હને ચ્હાતી હતી?

**ફરિદ**—હઝુર! હેની વાત ઉપર શા માટે ઇતબાર રાખો છો? હેની સખીનો ગુનાહ છુપાવવાને માટે હેવું કહે છે.

(શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—પૃથ્વીરાજ ક્યહાં? મ્હને તો તે વિશ્વાસઘાતક ફરિદ ઘણી જગા ઉપર સોધ્યો પણ મળ્યો નહિં—પરંતુ એક કાગળ લઇ જનારને રોકીને ત્હેનો સર્વ દગો હું જાણી સક્યો છું—કોને કહું છું? આ તો પૃથ્વીરાજ ન હોય—કહેવો ભયાનક અંધકાર! એઓ કોણ છે?

**ફરિદ**—(સ્વગત) સર્વનાશ!—મ્હારે હવે ત્યહારે અંતરે રહેવું.

**મલિના**—રાજકુમાર શુક્તસિંહ!—જુઓ આ કહેવો સર્વનાશ થયો છે?

**શુક્તસિંહ**—આ શું? પૃથ્વીરાજ શું માર્યો ગયો? સેલિમ—પાપંડ! ત્હારું શું આ કામ?—હથિયાર લે—તું ત્હારી રક્ષા કર્ય—

(સેલિમના પ્રતિ તરવાનો આઘાત કરવાને તૈયાર થાય છે.)

**સેલિમ**—શુક્તસિંહ! મ્હેં હથિયાર મૂકયા છે—તું મ્હારો વધ કરી નાંખ્ય—મ્હેં શું કામ કર્યું છે તે હું હજી સૂધી સમઝી સકતો નથી.

**શુક્તસિંહ**—હજી પણ સમઝી સકતો નથી નરાધમ! નહિં હવે ત્હને મારીશ નહિં. અનુતાપની નરક યંત્રણા તું ભોગવ્ય—હવે હતભાગિનીનું મૃત શરીર ત્હેના પિતાની આગળ લઇ જાઉં—કલંકિત જીવનના કરતાં આ મૃત્યુથી પણ તે સુખી થઇ.

**સેલિમ**—જાઓ શુક્તસિંહ! લઇ જાઓ—હવે હું જોઇ સકતો નથી—જોજો પ્રતાપસિંહ પોતાની કન્યાને કલંકિત મનમાં ન જાણે-હું સોગન લઇને કહું છું કે આ પવિત્ર શરીર ઉપર મ્હારો આ કલંકિત પાપિષ્ઠ હાથનો કદી સ્પર્શ સુધ્ધાં થયો નથી. ત્હમારી રજપૂતની સમાજમાં અશ્રુમતીના નામને કલંક ન લાગે! એજ મ્હારી પ્રાર્થનાછે.

**શુક્તસિંહ**—સુલતાન સેલિમ! ત્હમને હું તેટલો દોષ દેતો નથી. પરંતુ તે મિત્રદ્રોહી ફરિદ—જેને ત્હમે પરમ બંધુ જાણો છો. ત્હેણે જેવી રીતે હમારા પ્રતિ ત્હેવીજ રીતે ત્હમારા પ્રતિ પણ ભયાનક વિશ્વાસઘાતકતા કરી છે. હું બદલો લેવા પામ્યો નહિં—મ્હને હવે વખત નથી—ત્હમે હેનો બદલો લેજો. આ કાગળ વાંચ્યાથી સર્વ બિના જાણશો (અશ્રુમતી) આગળ આવીને ક્યહાંય! હતભાગિનિ!—

(અશ્રુમતીને લઈને શુક્તસિંહ જાય છે.)

**મલિના**—ખબરદાર-પાષંડ-તું મ્હારા પૃથ્વીરાજને અડકીશ નહિં.

**સેલિમ**—ફરિદ—મ્હારો વિશ્વાસુ ફરિદ—વિશ્વાસઘાતક! એ શું કદી સંભવતું છે?—(કાગળ લઇને વાંચતો વાંચતો) આ શું?—અશ્રુમતીની વાત શી લખી છે? આ કોનો કાગળ?—માનસિંહ ફરિદને લખે છે? કહેવું ભયાનક!—ફરિદનું આ કાવતરું? માનસિંહ અને ફરિદ બન્ને જણાઓએ આ ખટપટ કરી? ફરિદે—વિશ્વાસઘાતક ફરિદેજ મ્હારો આ સર્વનાશ કર્યો છે!—કહેવો વિશ્વાસઘાત!—જોઉં તે ક્યહાં નાઠો—પૃથ્વીની છેલ્લી સીમામાં ગયો હશે તોપણ મ્હારા હાથમાંથી તે છુટશે નહિં—આ તરવારની ત્હેના શરીરના કડકે કડકા કરીને શિયાળ કુતરાંને આપીને ભક્ષણ કરાવીશ હેવા પાપિષ્ઠનો દેહ કબરમાં ર્‌હેવા લાયક નથી.

(હાથમાં ઉગામેલી તરવાર લઈને વેગથી જાય છે અને ફરિદને પકડી લાવેછે.)

**સેલિમ**—વિશ્વાસઘાતક!—પાપિષ્ઠ!—નિમકહરામ!—પાષંડ!

**ફરિદ**—મ્હેં શો ગુનાહ—હઝુર—

(ફરિદને જમીન ઉપર પાડીને ત્હેની છાતી ઉપર ઘુટણ મૂકીને બેસેછે.)

**સેલિમ**—હમણાં પણ ઠગબાજી—પાષંડ વિશ્વાસઘાતક!—

(ફરિદનો વધ કરેછે.)

**ફરિદ**—ઓ! ગયો (મૃત્યુ પામે છે.)

**સેલિમ**—(ઉઠીને) શું? સેંકડો ફરિદના વધ કર્યાથી શું હવે મ્હારી અશ્રુમતીને પાછી પામીશ?-હાય!—ત્હેને શું શુક્તસિંહ લઇ ગયો?—હવે શું ત્હેને જોઇ સકીશ નહિં? જોઉં-જોઉં-હાય! કહેવા

કુલગ્ને ત્હેની સાથે મેલાપ થયો હતો. અશ્રુમતીની સાથે મ્હારા ત્દૃદયનું સુખ જન્મને માટે જતું રહ્યું—ઓ! ઓ!—જઇને જોઉં, પાછું એક વાર તે મુખ જોઇ સકું છું કે કેમ.

(સેલિમ જાયછે.)

---

## પ્રવેશ ૧૭ મો.

—:o:—

### સ્થળ—આરાવળી પર્વતની એક ધર્મશાળા.

(અશ્રુમતી અને શુક્તસિંહ બેઠાં છે.)

**અશ્રુમતી**—કાકા! મ્હને સર્વ સ્વપ્નાના જેવું જણાય છે! ખરેખર શું સેલિમ મ્હારો વધ કરવા આવ્યા હતા?—

**શુક્તસિંહ**—આ જો હજી સૂધી છુરીનો ડાઘ પડેલો છે—અંધકારથી નિશાન ચૂકી ગયો. ભાગ્ય કે મર્મની જગા પર આઘાત લાગ્યો નહિં—કેવળ મૂર્છા થઇ હતી-દૈવ્યયોગે પ્રાણ બચી ગયો. જેને તું ત્દૃદયનો બંધુ ધારતી હતી, તે ત્હારો દારુણ શત્રુ હતો કે નહિં તે હવે જો—હતભાગિનિ! તે વેળાએ મ્હારી વાત ઉપર ત્હને વિશ્વાસ બેઠો નહિં.

**અશ્રુમતી**—(સ્વગત) શું? સેલિમે મ્હારો—કેમ?—પૃથ્વીરાજ-પૃથ્વીરાજનો શું ત્હેણે વધ કર્યો છે?—આહા મલિના!—હાય! હાય! હમણાં મ્હારા મનમાં આવે છે. ત્હેણે મ્હારા ઉપર આઘાત કર્યો હતો ખરો—પરંતુ ત્હેમાં ત્હેનો દોષ શો?—મ્હેં સર્વ વાત ત્હેને ખોલીને કહી નહિં તેથીજ ત્હેના મનમાં હાવો સંદેહ થયો—તે મ્હને ચ્હાતો હતો તેથીજ ત્હેના મનમાં આટલો આઘાત લાગ્યો—ચાહવુંજ ત્હેનું નિષ્ઠુરતાનું કારણ છે—પરંતુ મ્હારા ઉપર સંદેહ?—હા! મ્હારી સર્વ સુખની આશા એકીવારે નિર્મૂળ થઇ. હું ત્હેને માટે માબાપને પણ ભુલી ગઇ હતી. છેલ્લે શું ત્હેનું હાવું ફળ થયું? પિતાજી પીડિત સાંભલ્યા છતાં હું એટલા દિવસ નિશ્ચંત હતી!-તે મહાપાપને માટે વિધાતા એ મ્હને હાવી સજા આપી છે.—હવે તેઓ કહેવી રીતે હશે! ક્યહારે પાછી તેઓને મળીશ?—હા!—માબાપના કરતાં બીજા પૃથ્વીમાં બંધુ કોણ છે (પ્રકાશ) કાકા! અહિંયાથી કેટલું દૂર છે?—હમણાં ચાલોને પિતાજીની હમણાં શી સ્થિતિ હશે? ત્યહાં ગયા શિવાય મ્હારું મન નિશ્ચિંત થનાર નથી. ચાલો કાકા જલદી ચાલો.

**શુક્તસિંહ**—ત્હારા શરીરમાં શું હમણાં બળ આવ્યું છે? ઉદયપુર અહિંથી ઘણું દૂર નથી.

**અશ્રુમતી**—મ્હારામાં હાલ સારી પેઠે બળ આવ્યું છે. ચાલો હમણાં આપણે કેઇ જગા ઉપર આવ્યાં છિયે કાકા!—આ સર્વ જગા મ્હારી જાણીતી છે હેવું જણાય છે. આ સર્વ પર્વત—આ ઝાડને—આ નિઝર આ સર્વ હું સ્વપ્નુ જોઉં છું હેવું મ્હને જણાય છે.

**શુક્તસિંહ**—આ આરાવળીનો પર્વત છે—ભીલોનો દેશ છે—તું આ જગા ઉપર જરા બેશ .હું પાલખીના વાહક નક્કી કરીને આવું છું.

(શુક્તસિંહ જાય છે.)

**અશ્રુમતી**—(સ્વગત) ભીલોનો દેશ! મ્હારા બુટ્ટા દાદાનો દેશ! આહા! તે વેળાએ હું કહેવી સુખમાં હતી! ઘાંબાખ્યાબાની સાથે સાથે પર્વતને શિખરે શિખરે કહેવી રમતી ફરતી હતી! સુવરોને ન્હસાડવાને કહેવી દોડતી ફરતી હતી! એક એકનો હાથ પકડીને કહેવી રીતે સર્વ મળીને નાચતા હતાં? સંતાકુકડી રમવાની વેળાએ આ ગુફામાં હું કેટલી વાર છુપાઇ છું!—આહા! તે વેળાએ કંઇ પણ જવાળા નહોતી. આ મુસલમાન છે, પેલો રજપૂત છે એ સર્વ કંઇ જાણતી નહોતી. કહોને છલના કહેવાય, કહોને સંદેહ કહેવાય તે કાંઇ જાણતી નહોતી. હાય! તે વેળાએ કંઇ છુપાવવાની પણ દરકાર નહોતી—પેલું બુટ્ટા દાદાનું ઘર દેખાય છે! એક વાર બુટ્ટા દાદાની તથા ઘાંબાખ્યાંબાની સાથે મુલાકાત કરી આવું એમ ઇચ્છા થાયછે. ઓ પેલા! ઓ પેલા લાકડી હાથમાં ઝાલીને બુટ્ટા દાદા આ બાજુએ આવે છે!

(ભીલપતિ વૃદ્ધ મલ્લુ પ્રવેશ કરેછે.)

**મલ્લુ**—બોહોન ચેનિ ક્યાંથી રે?

**અશ્રુમતી**—હુંજ બુટ્ટા દાદા (પ્રણામ કરે છે.)

**મલ્લુ**—આટલા દી તું કય્યાં હતી રે ચિની? ત્હારું મ્હોઢું જોઉં રે? (પાસે જઇને સારી પેઠે જોઇને) આહા! આ તે શું થયું? ત્હારા હાવા હાલ ચેમ થ્યા રે? આહા! ત્હને ભાળીને મ્હારું હૈયું ફાટી જાય છે!

**અશ્રુમતી**—ઘાંબા ખ્યાંબા કય્હાંછે બુટ્ટાદાદા? તેઓને કેમ અહિં ન લાવ્યા?

**મલ્લુ**—હેમને મળવું છે ત્યહારે! વંગડામાં એ ભેંશો ચાહેસેં. (ઊંચે સ્વરથી) ઓ! લ્યાંબા રે! ઓ! ખ્યાંબા રે! આણી મગા આવો રે! ત્હારી ચેનિ બોહોન આઇસે રે ઝટ આવો ઝટ આવો.

( ખ્યાંબા દોડતી આવતી પ્રવેશ કરેછે.)

**ખ્યાંબા**—ચેમરે બાપા ત્હમે મ્હને હાદ કર્યો તો કે!

**મલ્લુ**—કુણ આવીસેં જોતો ખરી.

**ખ્યાંબા**—(અશ્રુમતીને જોઇને આહ્‌લાદથી દોડતી જઇને અશ્રુમતીને ગાઢ આલિંગન કરે છે.)

**અશ્રુમતી**—લ્યાંબા ક્યહાં છે? તે ના આવી?

**ખ્યાંબા**—એ ભેંશો ચારેસેં. એ તો જાણતી નથી કે મ્હારી ચેની બોહોન આવીસેં હેંજ્ય બ્હોન હેંજ્ય બ્હોન. મ્હારે ઘરે હેંજ્ય આજ હારી પેઠે રમીશું—તું, હું, લ્યાંબા, સિધુ, નિધુ, હઘળા મળીને આપણે સંતાકુકડી રમીશું—

**અશ્રુમતી**—ખ્યાંબા—હજી પણ ત્હમે સંતાકુકડી રમોછો? મ્હારું એ સર્વ હવે જતું રહ્યું છે.

**ખ્યાંબા**—એ શું ચીનિ બ્હોન? તું હમારી ભેળે રમીશ નહિં? હમે સોડશું નહિં. હેંજ્ય તું હેંજ્ય, તું મ્હારી હાથે હેંય્ય.

**મલ્લુ**—રમીશ નહિં ચેમ રે? તું રમીશ નહિં? શું ક્હેસ! તું શું મ્હારી તે ચેનિ ન્હોય! ત્હને જીમજીમ જોઉસું તીમતીમ મ્હારી છાતી ફાટી જાયસેં. તું હાલ બધું વીહરી ગઇસે રે! હેંજ્ય. હમારે ઘરે હેંજ્ય રજપૂતની પાહે રહી રહીને ત્હારી રીત્ય હઘળી બગડી ગઇસેં.

**અશ્રુમતી**—જો બુટ્ટા દાદા! કાકા આવ્યા પછી ત્હેમને કહીને આવીશ. ઓ પેલા કાકા આવે છે. (સ્વગત) હાય! હવે મનની તે હાલત નથી કે જેથી તેઓની રમતમાં ખરા મનથી સામેલ થાઉં. પરંતુ મ્હારા ન્હાનપણુનાં સંગીઓની સાથે મેળાપ કરવાની ઘણી ઇચ્છા થાય છે.

(શુક્તસિંહ પ્રવેશ કરેછે.)

**શુક્તસિંહ**—આવ્ય અશ્રુમતી—પાલખી તૈયાર છે. આ વૃદ્ધ ભીલરાજે સર્વ બંદોબસ્ત કરી આપ્યો છે.

**અશ્રુમતી**—એ મ્હારા ન્હાનપણુના પતિપાળક છે.

**શુક્તસિંહ**—આ શું ત્હારા ન્હાનપણના પ્રતિપાળક કે?

**મલ્લુ**—રાજા મ્હારે ઘરે હેંડો. કુંવરીબાને હમે ઘણા દી થયાં ભાળ્યાં નથી. હમે ત્હેમને આજ સોડશું નહિં. હેંડો રાજા. મ્હારી ચેનીને ખાવા મળતું નથી, તેથી લાકડા રેખી હુકાઇ ગઇ સેં. ત્હમારા રજપૂતના ઘરમાં કંઇ હારી જણહતો વીથતી નહિં હોય. મ્હારી બાયડીને આજ સાપની કઢી, ઉંદરનું શાક કરવાનું કહીશ. એક દીમાંજ જોશો કે રાજા હેનું મ્હોઢું ફ્રી જાશે. હેંડો રાજા.

**શુક્તસિંહ**—સાપની કઢી, ઉદરનું શાક,—નહિં નહિં. હમે કાંઇ ખાઇશું નહિં. ત્હમારે ઘેર અમસ્તા આવીશું. ચાલો.

**મલ્લુ**—નહિં રાજા, ત્હમને ખવાડ્યા વના સોડવાનો નથી.

**શુક્તસિંહ**—(સ્વગત) કહેવી વિપદ! (પ્રકાશ) સારું ત્યહારે હમારે માટે એક સુવર મારી લાવવાનું કહો.

**મલ્લુ**—હુવર ખાશો રાજા? ઠીક સે રાજા ઠીક, ઓ રે, સિધુ રે, નિધુ રે, હઘળા આવો રે—ખ્યાંબા તું જા રે, ઝટ દીશે બે દાંતવાળો હુવર મારી આણવાનું કહે—અને મ્હારી કરતાલ અને ઢોલકી લઇને હઘળાને આવવાનું કહે. મ્હારા રાજાનો ભાઇ આવ્યો સે.

(ખ્યાંબા દોડતી જાયછે.)

**મલ્લુ**—રાજા આજ મ્હારો ચેવો હખનો દીસેં. ચેઠલે દીએ મ્હારી ચેનિ આજ ભેગો થ્યો સું.

(ખ્યાંબાની સાથે પખાજ કરતાલ લઈને કેટલાક ભીલ પ્રવેશ કરેછે.)

**મલ્લુ**—આ વેળા મ્હારી હાથે હાથે આવો રાજા (ભીલોના પ્રતિ) ત્હમે હઘળા નાચો મ્હારો રાજા મ્હારે ઘરે આવ્યો સેં. વજાડોરે વજાડો, હારી ગોડે વજાડો.

(પખાજ વગાડે છે.)

(ખ્યાંબા અને કેટલાક યુવાન હાથ ઝાલીને ચક્રાકારમાં નાચતા નાચતા ગાય છે.)

(કાહાર્વા.)

ચેણી પેરે, શાણે, ભાઇયો, ગુંથું મ્હારી જાળરે
આખો દી મારૂં માશલિયો, રાતે ગુંથું જાળ,
એણી પેરે દાહ્યલિ ચાલે જિવતરની જંજાળરે. ચેણી પેરે.

**ચતુર્થ અંક સમાપ્ત.**

—:0:—

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ-ઉદયપુરમાં પેશલા નદીને કિનારે પ્રતાપસિંહની ઝુંપડી.

(માંદો પ્રતાપસિંહ ખાટલા ઉપર ઘાસની પથારીમાં સુતેલોછે એક કોડિયામાં દીવો ઓરડાના એક ખુણામાં ઝાંખો બળેછે રજપૂત પ્રધાનગણ મંત્રિવર ભામશા, વૈદ્ય, કુલપુરોહિત વગેરે ચોતરફ ઉભા છે.)

**પ્રતાપસિંહ**—મંત્રિવર! રજપૂતગણ! મ્હારો અંતકાળ પાસે આવ્યો છે. હું સારીપેઠે સમઝુંછું કે હવે હું બચીશ નહિં–ચીતોડનો ઉદ્ધાર મ્હારાથી થયો નહિં.

**વૈદ્ય**—મહારાજ! હજી નાડી ઘણી સબળ છે. હમણાં કંઇ આશંકાનું કારણ નથી–આપ નિરાશ થશો નહિં. આરોગ્ય થવાની હજી પણ સંભાવનાછે.

**પ્રતાપસિંહ**—વૈદ્યરાજ! શા માટે મ્હને હવે વૃથા આશા આપો છો?—હું સારીપેઠે સમઝુંછું કે, મ્હારું મૃત્યુ ઘણું પાસે છે.

(એક રક્ષક પ્રવેશ કરેછે.)

**રક્ષક**—(નમન કરીને) મહારાજ! રાજકુમારી અશ્રુમતી હાલ કહીંથી પાછાં આવ્યાં છે.

**પ્રતાપસિંહ**—(ઉઠી બેઠો થઇને) શું? અશ્રુમતિ! અશ્રુમતિ! —શું પ્રલાપ વાક્ય કહેછે?–અશ્રુમતિ?

**રક્ષક**—આજ્ઞા, હા મહારાજ, રાજકુમારી અશ્રુમતી–મ્હેં ત્હેમને મ્હારી નજરે જોયાછે.

**પ્રતાપસિંહ**—તું શું કહેછે?—અશ્રુમતીને શું પાછો મળું? ત્હારી આંખ્યનો ભ્રમ થયોછે—તે બીજી કોઇ હશે—તે કદી અશ્રુમતી હોય નહિં—ઘણા દિવસ થયાં તે વાઘના પેટમાં ગઇછે. હું મ્હારી નજરે જોઉં નહિં ત્યાંસુધી વિશ્વાસ કરીશ નહિં–કોણે જોઇછે? લઇ આવ્ય. અહિંયાં જલદી લઇ આવ્ય.

**રક્ષક**—જેવી આજ્ઞા મહારાજ.

**પ્રતાપસિંહ**—(સ્વગત) ખરેખર શું અશ્રુમતિ? મૃત્યુની પ્હેલાં શું ત્હેને પાછી જોઇ સકીશ?

**મંત્રી**—હમે મ્હારાજ! ત્યારે હમણાં જઇયે છિયે.

**પ્રતાપસિંહ**—વૈદ્યરાજ-પુરોહિત ત્હમે રહો.

(મંત્રી અને પ્રધાનગણ જાય છે.)

(અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**પ્રતાપસિંહ**—આહ્લાદ તથા વિસ્મયથી કંઠરોધ થઇ જાય છે. હા!-હા!-શું?—મ્હારી અશ્રુમતિ! ખરેખર શું?-હા!—પ્રાણપ્રતિમા -અશ્રુમતિ?-આવ્ય-મા આવ્ય-આ અંતિમકાળે એકવાર હા!

(અશ્રુમતી પ્રણામ કરેછે.)

**પ્રતાપસિંહ**—ચિરંજીવિની થા-(સ્વગત) હા! મ્હારી રોગ યંત્રણાનો થોડો ઉપશમ થયો. હવે કંઇ ઔષધની જરૂર પડશે નહિં. (પ્રકાશ)-ક્ય્હાં હતી આટલા દિવસ સૂધી મા?—પાછી શું ભીલોએ ત્હને છુપાવી રાખી હતી?

**અશ્રુમતી**—ના પિતાજી-હું તે ગુફાની બ્હાર્ય ખાટલા ઉપર એક દિવસે સુઇ ગઇ હતી-અને મ્હને તે ખાટલાની સાથે લઇને મુસલમાનો પોતાની છાવણીમાં લઇ ગયા.

**પ્રતાપસિંહ**—મુસલમાનો?—કહેવી ભયાનક વાત!-આ કહેવો વિષમ વજ્રાવાત!—એક દિવસ જેનો ભય કરતો હતો, તે શું છેલ્લે થયું?—કહે અશ્રુમતી કહે-ત્હારા પ્રતિ કંઇ અસદ્વ્યવહાર તો થયો નથી?—સઘળું ખુલ્લી રીતે કહે.

**અશ્રુમતી**—ના, પિતાજી-સેલિમ મ્હને સારી રીતે જાળવતો. ત્હેના જેવો ઉદાર માણસ-ત્હેના જેવો સારો—

**પ્રતાપસિંહ**—હવે હું સાંભળવા ચ્હાતો નથી. કહેવી ભયાનક વાત! હવે નથી જાણતો કે આગળ શું સાંભળીશ. શું કહ્યું અશ્રુમતિ? મ્હારો જે ચિરશત્રુ-અસ્પર્શ્ય—ધિક્કાર યોગ્ય મુસલમાન, ત્હેની સંભાળથી તું મોહિત થઇ ગઇ?-તે દુર્મતિ સેલિમ-જેને હલદિઘાટના યુદ્ધમાં થોડામાં યમાલયમાં હું મોકલતો હતો, જે મ્હારો દારુણ શત્રુ-ત્હેની પ્રશંસા ત્હારા મુખમાં સમાતી નથી? શું કહ્યું અશ્રુમતિ? ત્હને સારી રીતે જાળવતો હતો? જાળવાનો અર્થ શો? જાળવવામાં બીજું-કંઇ છુપું નથી? તે સંભાળથી તું કૃતજ્ઞ થઇ છે? સારું તેમાં ક્ષતિ નથી. તેથી કંઇ વધારે તો નથી ને? અશ્રુમતિ! મ્હારો આ બી પણ સંદેહ જલદીથી દૂર કર્ય. આ ઉદ્વેગથી મ્હને જલદી મુક્ત કર્ય.

તું મ્હારી દૂહિતા અશ્રુમતી તું? આ શું? જમીનની તરફ નજર કેમ નાંખે છે? મ્હારા મ્હોં તરફ જોવાની હિમ્મત શું થતી નથી? હતભાગિનિ! રુવે છે કેમ? કંઇ જવાબ નથી આપતી? હવે સમઝયો મ્હારો સંદેહ ખરો પડયો.—કહેવું ભયાનક!

**અશ્રુમતી**—પિતાજી! હું ત્હમને છેતરવાને ચ્હાતી નથી. સેલિમ મ્હારો સેલિમ—

**પ્રતાપસિંહ**—ચૂપ થા, ઘણું થયું? કેમ ત્હારી માએ ત્હને ગર્ભમાં ધારણ કરી? કેમ હતભાગિનિ! તું પ્રતાપસિંહની છોકરી થઈને જન્મી? મ્હેં કુળની આબરૂ સાચવવાને માટે પચીશ વર્ષ સૂધી અનાહારે અનિદ્રામાં ક્રમાગત લઢાઇ કરી છે. હાય ધૈર્ય! ત્હારું ફળ શું હાવું થયું? તું જાણે છે હતભાગિની તું કોણ છે? જાણે છે? કિયું લોહી ત્હારી નસોમાં ફરેછે? વિધાતઃ! જેને મ્હેં અંતિમ કાલનું એક માત્ર સાંત્વનાનું સ્થાન ધારતો હતો, તે પ્રાણની દૂહિતા શું મ્હેં શત્રુના હાથમાં મોકલી? મ્હારી સઘળી યંત્રણા ઉપશમ થઈ હતી. વૈદ્યરાજ પાછી તે વેદના. હોઃ!

**વૈદ્ય**—બ્હેન! ત્હમારા પિતાના પગ ઉપર હાથ ફેરવો તો થોડો આરામ જણાય. (અશ્રુમતી પ્રતાપસિંહની કને જાય છે.)

**પ્રતાપસિંહ**—નહિં હતભાગિનિ—એ કલંકિત હાથથી મ્હને અડકીશ નહિં.

**અશ્રુમતી**—(ચમકીને છેટે જઇને)-વિધાતઃ! શા માટે મને પાછી બચાવી? હવે રહી સકતી નથી. (રુવે છે.)

(ગાભરી રાજમહિષી પ્રવેશ કરેછે.)

**રાજમહિષી**—ક્યહાં મ્હારી અશ્રુમતી ક્યહાં છે! આવ્ય મા આવ્ય. મા મ્હારા ત્હૃદયમાં આવ્ય.

**અશ્રુમતી**—મા!—મા!—મા!—ત્હારો ખોલો શું હું પામીશ મા?

(દોડીને આલિંગન કરવા જાયછે.)

**પ્રતાપસિંહ**—એ મુસલમાનના પ્રેમથી કલંકિત છે. રાજમહિષિ! હેને સ્પર્શ કરશો નહિં.

**રાજમહિષી**—(ચમકીને પાછી હઠીને) શું? મુસલમાનને અડકી છે? બેટા! તે શેં હમારો સર્વનાશ કર્યોછે? હાય! આટલા દિવસ

પછી ત્હને છાતી સરસી લઇને છાતી ટાઢી કરવા હું આ.વી; તે પણ તે થવા દીધું નહિં? મા અશ્રુમતિ! કહે મા મહારાજ જે કહે છે તે શું સાચું છે? ઓઃ હવે રહી સક્તી નથી. મહારાજ!–શુક્તસિંહ હેને સાથે લાવ્યાછે. તે તો સર્વ જાણતા હશે ત્હમને હું પૂછી આવું. કહેવો સર્વનાશ! કહેવો સર્વનાશ!

(રાજમહિષી જાયછે.)

**અશ્રુમતી**—(સ્વગત) મા! તેં પણ—તેં પણ મ્હને ધિક્કારી? ત્હારા ખોળામાં પણ આશ્રય પામ્યો નહિં? હાય! મા ભગવતિભવાનિ! ત્હમે પણ શું મ્હારો પરિત્યાગ કરશો? ત્હમે પણ મ્હને ધિક્કારશો? મા મ્હેં સાંભળ્યું છે કે ત્હમે અગતિની ગતિછો. ત્હમે પણ શું મ્હને લેશો નહિં? લઇ જાઓ મા, હવે યંત્રણા સહન થઇ સકતી નથી. હવે હું કોની તરફ જોઉં? પૃથ્વીમાં હવે મ્હારું કોઇ નથી?

**પ્રતાપસિંહ**—(સ્વગત) માનસિંહ જ્યહારે આ વાત સાંભળશે ત્યહારે ત્હેને કેટલો ઉલ્લાસ થશે? આટલા દિવસ પછી મ્હારો શુભ્ર યશ કલંકિત થયો, મ્હારું ઉન્નત મસ્તક અવનત થયું. આ કલંકની વાત મ્હારા કુળમાં પ્રવાહિત થવા લાગી. (પ્રકાશ) હવે કંઇ નથી. ઝેર! ઝેર! વૈદ્યરાજ! જલદી ઝેર તૈયાર કરો.

**વૈદ્ય**—મહારાજ–મહારાજ–હાવો હુકમ—

**પ્રતાપસિંહ**—કોઇ જાતની તકરાર કરો નહિં. મ્હારા આદેશનું હમણાંજ પાલન કરો.

**વૈદ્ય**—જેવી આજ્ઞા મહારાજ! (એક પાત્રમાં પાણીમાં ઝેર મેળવીને) મહારાજ તૈયાર થયું છે.

**પ્રતાપસિંહ**—આપો કલંકિનીના હાથમાં આપો—ઝેરના શિવાય આ કલંક હવે કોઇ રીતે જનાર નથી.

**અશ્રુમતી**—(પાત્ર હાથમાં લઇને) હું પીઉંછું. હું ત્હમારી અકૃતજ્ઞ દૂહિતા છું—હું જાણું છું કે મ્હને ક્ષમા મળવાનો માર્ગ નથી. પરંતુ પિતાજી મરવાની આગમજ ત્હમારે મ્હોએથી એક આશિર્વાદ પણ સાંભળી સકીશ નહિં? (રુવેછે.)

**પ્રતાપસિંહ**—ઓ! ઓ! આશિર્વાદ કરુંછું કે જન્માતરે હાવા નિષ્ઠુર કઠોર પિતાને પેટે ત્હારો જન્મ ન થશો.

**અશ્રુમતી**—પિતાજિ! આ આશિર્વાદ! (ઝેર ગીવા માંડેછે.)

(એકદમ શુક્તસિંહ આવીને ઝેરનું પાત્ર હાથમાંથી ઝુંટાવી લેછે.)

**શુક્તસિંહ**—કહેવો સર્વનાશ! કહેવો સર્વનાશ! મહારાજ! આપના શુભ્ર યશમાં કંઇ પણ કંલક લાગ્યો નથી.

**અશ્રુમતી**—કાકા! વળી ત્હમે આ વખતે?—

**પ્રતાપસિંહ**—શું કહેછે શુક્તસિંહ? મ્હારો શુભ્ર યશ કલંકિત થયો નથી?

**શુક્તસિંહ**—ના મહારાજ! થયો નથી સેલિમે જે યત્નની સાથે હેને રાખી હતી, તેથી કેઇ સરળા બાળાનું મન આર્દ્ર ન થાય? પરંતુ હું સારી પેઠે જાણું છું—બીજું હું તરવાને અડકીને સોગન લઇને કહી સકું છું કે સેલિમને હાથે અશ્રુમતીની કાંઇ પણ રીતે મર્યાદાને હાનિ થઇ નથી. શત્રુ હોવા છતાં ખુલ્લી રીતે મ્હારી આગળ તે વાતનો ત્હેણે સ્વીકાર કર્યોછે. હું આપને સોગન લઇને કહુંછું કે કોઇ રીતનો કલંક આજસુધી અશ્રુમતીને અડક્યો નથી. આપ તે વિષયમાં નિરુદ્વિગ્ન થાઓ.

**પ્રતાપસિંહ**—હા! હા!-શુક્તસિહ! ભાઇ! ત્હમારા શબ્દોથી હું આશ્વસ્ત થયો. અશ્રુમતિ! આ તરફ આવ્ય, મ્હેં જેટલી આશંકા કરી હતી તેટલી વાસ્તવિક નથી તે સાંભળીને હું નિરુદ્વિગ્ન થયો. પરંતુ હમણાં મ્હારે બીજી એક વાત કહેવાની છે-અશ્રુમતિ! તે વાત જો તું કબૂલે તો હું હમણાં સુખથી મરી સકું.

**અશ્રુમતી**—કહો પિતાજી હું તે કબૂલ કરીશ.

**પ્રતાપસિંહ**—પુરોહિત!

**પુરોહિત**—મહારાજ!

**પ્રતાપસિંહ**—અશ્રુમતીને લઇ જઇને હમણાંજ મહાદેવના મંદિરમાં યોગિની વ્રતમાં દીક્ષિત કરો-ચિરકુમારી રહીને મહાદેવનું ધ્યાન કરો. મનમાં પણ જો કંઇ કલંક અડક્યું હશે તો તે પણ દૂર થશે,—જાઓ લઇ જાઓ.

**પુરોહિત**—બ્હેન-ચાલો.

(પુરોહિતની સાથે અશ્રુમતી જાય છે.)

**શુક્તસિંહ**—મહારાજ!—મહારાજ!-આ કહેવો ભયાનક આદેશ! આ કોમલાંગી બાળિકા હાવું કઠોર યોગિનીવ્રત પાલન કરશે? અને ચિરકાલ કુમારી અવસ્થામાં રહેશે?

**પ્રતાપસિંહ**—શુક્તસિંહ! હેના મનમાં જો કોઇ રીતના કલંકે સ્પર્શ કર્યો હોય તો હું તે કણ માત્ર કલંક હેને વિવાહમાં આપીને કુલ પરંપરામાં પ્રવાહિત કરવા ચ્હાતો નથી. ઓ! હું અવસન્ન થઇ જાઉં છું:—હવે વાર નથી–શુક્તસિંહ! મંત્રી અને રજપૂત પ્રધાનોને આ વેળાએ બોલાવો. મ્હારો અતિમ સમય પાસે આવ્યો છે. ઓ! ઓ!

(શુક્તસિંહ જાય છે. મંત્રી અને પ્રતાપસિંહનો પાટવી કુંવર અમરસિંહ અને રજપૂત પ્રધાનગણ પ્રવેશ કરેછે.)

**મંત્રી**—વૈદ્યરાજ કેમ જણાય છે.

**વૈદ્ય**—હવે જણાય શું? વખત નથી.

**પ્રતાપસિંહ**—ઓ! ઓ!

**મંત્રી**—મહારાજ! હમણાં શું મનમાં કોઇ જાતનો ઉદ્રેક છે, જે અંતરાત્મા શાંત ભાવથી દેહમાંથી નિકળવા ચ્હાતો નથી?

**પ્રતાપસિંહ**—મ્હારો દેશ તુર્કના હાથમાં કદી સમર્પિત નહિં થાય—હેવા આશ્વાસના વાક્ય ત્હમારા મુખથી સાંભળવાને માટેજ મ્હારો અંતરાત્મા દેહમાંથી હજી પણ નિકળવાને વાર કરે છે. ઓ!–ઓ!—અમરસિંહના ઉપર મ્હારો વિશ્વાસ નથી–તે પોતાની સુખ સ્વચ્છદતાને માટે દેશની દુર્દશા ભુલી જશે હેવું જણાય છે,–સાંભળો મંત્રિ! સાંભળો–મ્હારી હાવી દુરવસ્થાની વેળાએ ફકત વૃષ્ટિના તોફાનથી દેહની રક્ષા કરવાને માટે આ પેશલા નદીને કિનારે આ ઝુપડી બનાવી હતી. એક દિવસે અમરસિંહ મ્હારી આ ઝુપડી નીચી છે, તે ભુલી જઇને જેવો માથું ઉંચું કરીને બ્હાસ્ય નિકળે છે કે ત્હેની પાગડીનો આંટો ઝુપડીના વાંસમાં ભરાઇને પાગડી ઉકલી ગઇ—તરત અમરસિંહ વિરક્તિનો ભાવ પ્રકાશ કરીને હેવું એક વચન બોલી ઉઠયો કે તે જ્યહારે મ્હેં જોઉં ત્યહારથી મ્હારા મનમાં આ દૃઢ સંસ્કાર થયો છે કે મ્હેં જે કઠણ વ્રતનું અવલંબન કર્યું છે, ત્હેમાં જે સર્વ ભયાનક કષ્ટ કઠોરતા સહન કરવી જોઇયે તે કદી અમરસિંહ સહન કરી સકશે નહિં. હું મ્હારી નજરે જોઉં છું કે—સર્વ સામાન્ય ઝુપડીને ભાગીને ત્હેની જગા ઉપર ચળકતા મ્હોટા મ્હેલ બનશે—તે મ્હેલમાં વિલાશ લાલસાની રાક્ષસી અને ત્હેના સાથીઓ આવીને પ્રવેશ કરશે. મેવાડની સ્વાધીનતાની રક્ષા કરવાને માટે આપણે આટલા દિવસ સૂધી આપણે નિરતર લોહી આપ્યું છે, તે સ્વાધી-

નતા લક્ષ્મીનો તે વેળાએ તે રાક્ષસીની આગળ બળિ આપશે. તે વેળાએ રજપૂત પ્રધાનગણ! ત્હમે પણ તે વિષમ દૃષ્ટાન્તના અનુગામી થશો.

**રજપૂત પ્રધાનગણ**—નહિં મહારાજ આપ નિરુદ્વિગ્ન થાઓ, હમે સર્વ બાપ્પારાવના સિંહાસનના નામે સોગન ખાઇને કહિયેછિયે કે જ્યહાંસૂધી મેવાડની સ્વાધીનતાનો પુનરુદ્ધાર નહિં થાય ત્યહાંસૂધી હમે અહિંયાં મ્હેલ કદી કરવા દઇશું નહિં.

**પ્રતાપસિંહ**—હા! હા! નિશ્ચિંત થયો.

**વૈદ્ય**—રજપૂતો! મહારાજનો આત્મા સ્વર્ગસ્થ થયો છે—જીવનનાં બીજાં કાંઇ લક્ષણ નથી.

**રજપૂતો**—હાય! ચિતોડનો સૂર્ય અસ્તમિત થયો! રજપૂત ગૌરવ તિરોહિત થયું.

(સર્વ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મડળગઢમાં સેલિમની છાવણી પાસેનું મહા-સ્મશાન.

(ભગવા વસ્ત્રે ત્રિશૂળ હાથમાં લઈને યોગિની-વેશે અશ્રુમતી પ્રવેશ કરેછે.)

**અશ્રુમતી**—આજ અમાંસ છે.—આ તો સ્મશાન છે.—આજ યોગને ઉપયુક્ત સ્થાન છે. હાવા ભયાનક સ્થાનમાં આગળ હું શું કદી આવી સકત? આ દૃશ્ય જોઇને હું નિશ્ચય ભયથી મૂર્છિત થઇ જાત. પરંતુ હમણાં ભય તો દૂર રહ્યો; પણ ઉલટા હાવા ભયાનક સ્થાનમાં આવીને થોડો આરામ જણાય છે.

(ગરબી.)

(જમુનાં જળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે,— ઢાલ.)

હઇડું બનિયું છે મ્હારું, સ્મશાનજ આજ રે,<br>
ભય અન્ય પછી ક્હાં ધારું? ભલે ભય ગાજ રે. ૧.<br>
અતિ ઘોર સ્મશાન આઠ વેળ દીસે ક્હેવું રે,<br>
મુજ હઇડાનું શું બનેલ પ્રતિબિમ્બ જેવું રે. ૨.

હઇડું મુજ આ ક્ષણ કાંઇ શૂન્ય અતિશે રે,
ભય ન વસે હેની માંહિં સ્પૃહા નવ દીસે રે ; ૩.

સુખ દુઃખ નહીં નહિં આશ, હેમાં વસંતાં રે,
નહિં પ્રેમ તણો પણ વાસ,—થયાં ભસ્મ સંધાં રે. ૪.

(સાખી.)

શું બોલી? નહિં પ્રેમ શું? ભસ્મ થયો શું પ્રેમ?
થયો હોત જો સામટો ભસ્મએ, તો તો કંઇ ક્ષેમ. ૧

પણ સળગી ઉઠે કો વેળ ચિતાનળ હેનો રે,
એકીવારે હોલવવો, ન રહેલ ભડકો જેનો રે. ૨

પામ્યો હોત પ્રેમ નિર્વાણ, હૃદયમાં મ્હારે રે,
તો છોડી અન્ય સ્મશાન બધાં આ વારે રે. ૩

કેમ આવી હું આ ઠામ સ્મશાન આ દૂરે રે,
જેનિ સમીપ કર્યોછે મુકામ સેલિમ શૂરે રે? ૪

હાય! તપતપતી હું અનંત તોય ન જીતુંરે;
આ હૃદય બહુ બળવંત હજિ ન વશ કીધું રે; ૫

ધ્યાન ધરું મહાદેવનું એકાગ્રે જે વેળ,
સેલિમ મોહન મૂર્તિ ત્યહાં હું નિરખું આવિ ઉભેલ; ૬

હા! કહેવી આ કહેવાય હૃદય જવાવાળા રે;
નહિં;-એ હું હવે મનમાંહ્ય ન રાખું ચાળા રે; ૭

સર્વ ભૂલી જઉં આ વેળ—ભુલું જન્મારે રે,
સ્થાન નહિં પામે પ્રેમખેલ ગનમાંહિં મ્હારે રે; ૮

નહિં આણું હવે મનમાંહિં હાવો ઉપાધિ રે.
હવે આરંભું હું અંહિં યોગ સમાધિ રે. ૯

કોઇ મૃતદેહ મળે તો હેના ઉપર આસન પથરું. શું? ચારે બાજુએ ચિતા ભસ્મ છે! પેલું એક મૃત શરીર—આ શું! ફુલથી ઢાંકેલું છે! હાના ઉપરજ ત્યહારે બેસુ. (મૃત શરીર ઉપર વાઘનું ચામડું બિછાવીને હેના ઉપર બેશીને ધ્યાનમાં મગ્ન થાયછે.)—(નેપથ્યમાં વિકટ ઉચ્ચ હાસ થાયછે.)

**અશ્રુમતી**—(ચમકીને)—

(દોહરો.)

આ શું ? ઘોર સ્મશાનમાં આ શો એકાએક,
વિકટ હાસનો નાદ કંઇ હૃદય વીંધતો છેક ? ૧

(વિષમહરિગીત)

હતી નિર્ભય આટલી ક્ષણ લગી હિમ્મત ના તજું,
પણ અટ્ટહાસ સુણી વિકટ આ કંપી રહ્યું મુજ કાળજું;
શબ્દ ક્યહાંથી આવિયો એ ?— કોણ પેલું આ દિસે ?
નારી સરખું ધરિ કુસુમમાળા કંઠ ને મસ્તક વિશે ?

સઘળા ફુલના અલંકાર!—આ શું ?—આ કોણ ?—મલિનાના જેવી દેખાયછે !

(મલિના ઉચ્ચ હાસ કરીને અશ્રુમતીની પાસે દોડી આવેછે)

**મલિના**—ત્હમે આવ્યાંછો કે ?—આવો—આવો હમારી ફુલની શય્યા જુઓ (અશ્રુમતીનો હાથ ઝાલીને તેજ મૃતશરીરની સામે લઇ જાયછે અને મૃતશરીરના મુખમાંથી સુકા ફુલ કાઢીને ત્હેમાં તાજાં કેટલાંક ફુલ અર્પે છે.)

**અશ્રુમતી**—આ શું ? આ તો પૃથ્વીરાજ ! (સ્વગત) પૃથ્વીરાજના મૃતશરીર ઉપર બેઠી હતી ?

**મલિના**—ઓળખી સકી નહિં ?—હિ, હિ, હિ, હિ,—ત્હમે અહિંયાં ર્‌હો; હું બીજાં ફુલ લઇ આવું છું. હિ, હિ, હિ, હિ.

(મલિના જાયછે.)

**અશ્રુમતી**—(સ્વગત) કેહેવું ભયાનક ! મલિનાની આ દશા થઇ !—નહિં, ગાંડી થઇને પણ મલિના સુખી થઇ છે. તે તો પોતાની વાસ્તવિક અવસ્થા શી છે તે સમઝી સકતી નથી, પણ સુખની કલ્પના કરે છે.—પરંતુ મ્હારી કેહેવી ભયાનક અવસ્થા !

( દોહરો. )

સુણું સર્વ, સમઝું સહુ, થાઉં જાણિ બુઝિ દગ્ધ;
નહિં ! હૃદય ! એ સહુ ભુલી, થાઉં યોગમાં મગ્ન. ૧

આ વેળાએ રુદ્ર મહાદેવના શિવાય કોઇની મૂર્તિને હૃદયમાં આવવા દઇશ નહિં. (વાઘના ચામડા ઉપર બેશીને ધ્યાન કરેછે. )

( સેલિમ પ્રવેશ કરેછે. )

**સેલિમ**—(સ્વગત)—

(તોટક.)

રણરંગ તણા સહુખેલ અને વળિ રાજ ન ગમે મુજને;
નરકાગ્નિ વિશે દિનરાત રહે હઇડું બળતું મુજ દુઃખવહે. ૧.
ધરતી હૃદયે મુજને સરલા હણિ તે બનિનિષ્ઠુર મ્હેં અબળા;
રુધિરેથિ કલંકિત આ કર છે; મુજ શો કંઇ પાપિ બિજો નર છે? ૨.
અશ્રુમતી શું ખરેખર મ્હને વ્હાલી હતી?—હા!

(પ્લવંગમછંદ.)

મંત્રબળે આ ચિતા ભસ્મથી જો ઉઠે
અશ્રુમતીનું શરીર પુછું તો તેહને—
મત્ત બકું શું આમ કે ગયા જન જેટલા
એક વાર તે દેશ, શું પાછા તે ફર્યા? ૧

હાય!—(ચિંતાતુર થઇને ફરેછે.)

**અશ્રુમતી**—(સ્વગત)—હા! આ શું થયું? તે મૂર્તિને હું કોઇ રીતે ભૂલી સકતી નથી. જેટલીવાર મહાદેવનું ધ્યાન કરવાનો યત્ન કરુંછું, તેટલીવાર તે મૂર્તિ મ્હારા મનમાં આવે છે. (આંખ્ય ઉઘાડીને) આ શું?

(દોહરો.)

ખરે મૂર્તિ નિરખું ઉભી સેલિમ કેરી આજ!
મૂર્તિમતી મુજ કલ્પના કે થઇ છે સહસાજ?

નહિં, એ તો આંખ્યની ભૂલ્ય નથી. આહિંયાંથી ત્હેની છાવણી ઘણી છેટે નથી. અહિંયાં આવવું તો ત્હેને કંઇ અસંભનીય નથી.

(વિષમહરિગીત.)

યોગ તપ, મુજ ધ્યાન સર્વ રસાતળે આ ક્ષણ જજો!
આ વેળ પ્રિય સેલિમ સમીપે દોડી ઊભિ રહુંજ જો.

કુસુમ ફૂટયું પ્રેમનું ભીષણ સ્મશાને મુજ ફરી,—
ફરિ ભ્રમર ગુંજારો સુણું, મલયાનિલો મૃદુ રહે સરી! ૧

આ શું થયું?—પરંતુ મ્હેં જે પિતાની આગળ અંગીકાર કર્યું છે મ્હેં જે ગુરુની આગળ પ્રતિજ્ઞા કરીને આ વ્રતમાં દીક્ષિત થઇ છું, ત્હેનું કહેવી રીતે ખંડન કરું?—સાંભળ્ય, સાંભળ્ય,—રુદ્ર મહાદેવ શું કહે છે?—"વત્સે!—

(માલિકા છંદ.)

સાવધાન! સાવધાન!
પ્રેમફંદ ભૂલિભાન
માં ફસાતિ માંહિ બાળ
પ્રેમ કેરિ ઘોર જાળ! ૧.
દીક્ષિતા મહા વ્રતેજ,
યાદ આણ્ય ચિત્ત તેજ:
તોડ્ય ના ત્રિશૂળમાન,
સાવધાન! સાવધાન!" ૨.

અહિંયાંથી ન્હાસવુંજ સારું છે. (ઉઠીને) પરંતુ આ વખતે જોઇ લઉં, જન્મને માટે જોઇ લઉં—

(ગીતી.)

દેવાધિ દેવ શંભો! એક વેળ કર્ય ક્ષમા તું, હે મુજને,
અબળા મન નિર્બળ છે,—વિદાય લઉં છેલ્લિ આ હું પ્રેમ કને. ૧
હૃદય સ્મશાન જેનો ચિતાનળ હજી લગી રહ્યો બળતો,
તે પ્રેમ આજ થાશે નિર્વાણ, રહે ન એક પણ તણખો. ૨.

(સેલિમ એકી દ્રષ્ટે નિરીક્ષણ કરેછે.)

**સેલિમ**—(અશ્રુમતીને જોઇને) આ શું? આ શું? અશ્રુમતીનો પ્રેતાત્મા? આહ! આહ! આહ! (છેટે ઘુંટણ ઉપર પડીને બે હાથ જોડીને)

(વસંતતિલકા.)

પ્રેતાત્મ જો તું છે ખરેખર અશ્રુ કેરો,
તો તું ક્ષમા કર્ય, નરાધમ છું ઘણેરો;
પાપિષ્ઠ નિષ્ઠુર હું નર્ક તણાજ દોષે,
ચાલી તજી ધરિણુ તું ભરી પૂર્ણ સોષે. ૧.
ધાર્યું હતું ન ફરિ ભેટ થશેજ વ્હાલી!
શું આ નરાધમ પરે હજિ પ્રીતિ ત્હારી?
શું તું મ્હને હૃદય ચ્હાતિ હતી ખરે કહે?
દે એકવાર મુજ ઉત્તર અશ્રુ દે, દે! ૨.

**અશ્રુમતી**—(સેલિમની તરફ જોઇને ગાયન કરતી ધીરે ધીરે અપસરણ કરે છે.)—

(રાગ સોરઠ—તાલત્રીતાલ.)

કરવી ન હવે કંઇ પ્રેમ કથા નવ કાદવિ વાતજ એ દુખદા
કરવી૦—ધ્રુ.

માફ સખા! કર્ય, છોડિ વાસના, સુખમાં તું રહે મુજ મિત્ર: સદા,
નવ દર્શન દે મુજને તું કદાપિ. ન અગ્નિ પ્રજાળ્ય હવે તું વૃથા,
કરવી૦—૧.

**સેલિમ**—હાય! તે સુધાસ્વર! કહેવું સ્વર્ગીયે ગીત! હું શું સ્વપ્નું જોઉં છું? ત્હેના પગ નીચે જઇને હમણાં હું આ પ્રાણ વિસર્જન કરું—પરંતુ મ્હારું આ અપવિત્ર શરીર લઇને કહેવી રીતે તે સ્વર્ગવાસિની પાસે જાઉં?

(અશ્રુમતીને અનુસરણ કરવામાં સેલિમ ધીરે ધીરે આગળ જાયછે અને અશ્રુમતી ધીરેધીરે જતી રહેછે.)

ક્યહાં?

(દોહરો.)

નવ દેખું હેને હવાં, થઇ અંતર્હિત ક્યાંય!
સ્વપ્નું દિઠું શું? ક્યહાં ગઇ? હાય! અશ્રુ ક્યહાં? હાય? ૧

(મૂર્છિત થઇને પડેછે.)

(પડદો પડેછે.)

———:o:———

**સમાપ્ત.**